## પ્રસ્તાવના

આપણો દેશ સન ૧૯૪૭માં પૂ. ગાંધીજીના પ્રયત્નોથી આઝાદ થયો અને ત્યાર પછી તેમના હાથ નીચે કસાયેલા આગેવાનોના હાથમાં આપણા દેશની રાજ્યસત્તા આવી. પૂ. ગાંધીજીએ છેલ્લાં ત્રીસ વર્ષથી આપણા દેશના સ્વરાજ્ય વિષે જે લખ્યું હતું, કહ્યું હતું, અને તેમની પાસેથી મેં જે જે સાંભળ્યું હતું તે બધું મગજમાં રમી રહ્યું હતું. એમણે જેવા સ્વરાજ્યની વાત કરી હતી, તેવું સ્વરાજ્ય ક્યાંય દેખાતું ન હતું. આઝાદી બાદ હું રાધનપુર વિભાગમાં કામ કરતો હતો, તે તો કામ કરવાની ટેવને લીધે થતું હતું. લોકોને તે ઉપયોગી જણાતું હતું, પરંતુ મને તો તે રાહતનું કામ લાગતું, એમાં પ્રજાને બેઠી કરવાનું કામ કે ક્રાન્તિનું કામ ક્યાંય જણાતું ન હતું. પૂ. બાપુએ જેવી ક્રાન્તિની ઝંખના વર્ષો સુધી પોષી હતી તેવી ક્રાન્તિ ક્યાંય દેખાતી ન હતી.

રાજ્યાસને આપણા ચુનંદા અને ઘડાયેલા આગેવાનો હતા; પણ તે બધા જૂને ચીલે ચાલતા હોય એમ લાગતું હતું, અને પ્રાંતમાં પુરુષાર્થ કરવાનું બળ ઉત્પન્ન થતું ન હતું. અંગ્રેજોના વખતમાં તૂટેલા ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગો સંધાવા જોઈતા હતા તે સંધાયા તો નહીં, પણ વધારે પ્રમાણમાં તૂટતા જતા હતા. ગરીબો વધારે ગરીબ અને ધનવાનો વધારે ધનવાન થતા જતા હતા.

આ વખતે ચીનની ક્રાન્તિની વાતો સાંભળવામાં આવી. જોકે ચીન દેશ સન ૧૯૧૧માં સ્વતંત્ર થયો હતો, પણ છેલ્લાં ત્રણ ચાર વર્ષથી જે નૂતન ચીનની રચના થઈ હતી અને પ્રજાએ જે ભારે પુરુષાર્થ કરીને દેશની ગરીબાઈ દૂર કરવાનો પ્રયત્ન આદર્યો હતો, તેની વાતો સાંભળતો ત્યારે મનમાં થતું કે, એ પ્રજાએ શી રીતે થોડાં જ વર્ષમાં દેશની શિકલ બદલી દીધી હશે?

એટલામાં અણધારી રીતે મને ચીન જવાનું આમંત્રણ મળ્યું, અને હું ત્યાં ગયો.

ત્યાં મેં શું શું જોયું? ત્યાં મેં શહેરો જોયાં. પેકિંગમાં તો હું બાવીસ દિવસ રહ્યો. પણ એકે ભિખારી ન જોયો. બધાને કોઈ ને કોઈ કામે લગાડી દીધા છે એમ જોયું.

શહેરોમાં કારખાનાં જોયાં, મજૂરોનાં ઘરો જોયાં, પણ મજૂરો કે તેમના આગેવાનોનાં રહેઠાણોમાં બહુ ફેર ન જોયો. રાજમહેલો જોયા પણ તે બધા પ્રદર્શનો, સંગ્રહાલયો કે સમાજ-હિતનાં કામોમાં રોકાયેલા જોયા.

યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓને અને પ્રોફેસરોને મળ્યો. ત્યાં મને તેમની સાદાઈ અને દેશની ભાષા પ્રત્યેના પ્રેમનો અનુભવ થયો.

ત્યાં મેં કોર્ટો જોઈ, પણ ધંધાદારી વકીલ ન જોયા. અને કેસોનો નિકાલ વગર ખર્ચે તથા ઝડપથી થતો જોયો.

ત્યાં મેં નાટકો પણ જોયાં: ધંધાદારી અને બિનધંધાદારી. મિત્રોના આગ્રહને લઈને છેલ્લે છેલ્લે મેં શહેરોમાં ભજવાતાં

ધંધાદારી નાટકો પણ જોયાં. આ નાટકો ફક્ત મનોરંજન માટે નહોતાં. પણ લોકશિક્ષણની દૃષ્ટિએ નૂતન ચીનને ઘડવામાં અને લોકોને એકઠા કરવામાં મદદ કરે એ રીતે તૈયાર થયેલાં હતાં. ગામડાંમાં મેં જે નાટકો જોયાં તે ભજવનાર કોઈ ધંધાદારી માણસો નહોતાં, પણ સામાન્ય ખેડૂત છોકરા-છોકરીઓ હતાં. તેઓ રાત્રે નાટક ભજવતા અને દિવસે ખેતરોમાં કામ કરતાં.

ત્યાંની સભાઓ જોઈ અને રાષ્ટ્રના સ્વાતંત્ર્યદિનનું છ લાખ માણસોનું સરઘસ પણ જોયું. એની શાન્તિ, શિસ્ત અને વ્યવસ્થા જોઈને મને ખૂબ આનંદ થયો.

હું ચીનનાં ગામડાંઓમાં ફર્યો, ખેડૂતોનાં ઘરોમાં રહ્યો, ત્યાંનાં ખેતરોમાં ઘૂમ્યો. મળમૂત્રનો તથા કચરાનો ખાતરમાં થતો ઉપયોગ જોયો. ખેતીમાં થતા પાકો અને ઉત્પન્ન વધારવા માટે સરકાર તથા ખેડૂતો તરફથી થતા પ્રયત્નો જોયા. સરકારને પાકમાંથી હિસ્સો (મહેસૂલ તરીકે અપાતું ઉત્પન્ન) આપવાની તમન્ના તથા દેશ માટે ઘસાઈ છૂટવાની ભાવના અને દેશપ્રેમ જોયાં.

મેં ન જોયાં કોઈ કામધંધા વગરનાં નવરાં માણસો, નાગાંભૂખ્યાં માણસો કે ભિખારીઓ. મેં ગરીબાઈ જોઈ, પણ ભૂખમરો ન દીઠો. સૌ ખાધેપીધે સુખી માલૂમ પડ્યાં. ત્યાં ઘણી વસ્તુની તંગી જોઈ, પણ નિરાશા ન ભાળી. બધાં સ્ત્રી–પુરુષોને એકસરખો અને મર્યાદિત પોશાક મળતો હોવા છતાં ક્યાંય અસંતોષ ન જણાયો.

જેને ભાગે જે કામ આવ્યું તે સૌ કોઈ ઉત્સાહ અને

આનંદથી કરતાં હતાં. કોઈના ઉપર કામ કે મજૂરી લદાઈ છે એમ ન જણાયું.

છ મણ (કાચા) વજન કાવડમાં ઊંચકીને સહેલાઈથી ચાલતા ખેડૂતો અને મજૂરોમાં કાંડાંબાવડાંની તાકાત જોઈ.

મોટાં તોતિંગ યંત્રો સિવાય, જાતમહેનતથી, સવાસો માઈલની નહેર એક વર્ષમાં દશ લાખ માણસોએ તૈયાર કરેલી મેં જોઈ. મેં પચાસ હજાર માણસોને એકી સાથે નહેર પર કામ કરતાં જોયાં અને તેમની સંઘશક્તિ અને સંઘવ્યવસ્થાનાં મને દર્શન થયાં.

ત્યાં મેં રેલગાડીમાં મુસાફરી કરી; પણ ન જોયાં ગિરદી કે ચડતાંઊતરતાં થતો ઘસારો કે ધક્કામુક્કી. ન જોયાં મેં વિના ટિકિટે મુસાફરી કરી બીક કરતાં માણસો.

અનાથાશ્રમો અને અશક્તાશ્રમો જોયા. બૌદ્ધમંદિરો અને તેના ભિખ્ખુઓને મળ્યો. ચીનની દીવાલ જોઈ. ચીનના રાષ્ટ્ર-પિતા સુન-યાટ-સેનની કબર જોઈ.

બધે પુરુષાર્થ, ઉત્સાહ અને જીવન માલૂમ પડ્યાં. ત્યાં ઘડપણ ન જોયું, પણ જુવાનીનો ઉત્સાહ ઠેરઠેર માલૂમ પડ્યો.

ત્યાં ઠંડી ખૂબ પડે છે, પણ જુવાન છોકરાછોકરીઓને એ ઠંડીમાં પોતાના રોજના સાદા પોશાકમાં ઉત્સાહથી પોતાની ફરજ બજાવતાં જોયાં. આળસ, એદીપણું ક્યાંય જોવામાં ન આવ્યું.

આ બધું શી રીતે થયું? ત્યાં સરકાર, તંત્ર, પ્રજા અને આગેવાનો, બધા વચ્ચે સુમેળ છે, અને બધા ભેગા મળીને પોતાના દેશને બેઠો કરવા પ્રયત્ન કરે છે.

કઈ દૃષ્ટિએ મેં આ બધું જોયું?—હું ચીનમાં ઉઘાડી આંખ અને ખુલ્લા કાન રાખીને ફર્યો. ત્યાં ઘણું ઘણું જોયું. પણ મેં નિર્ણય કર્યો હતો કે દોષો જોવા માટે ડોકિયું કરીને ન જોવું. તેથી મારા દેશને લાભ પણ શો? મારે તો જાણવું હતું કે કઈ રીતે તેઓએ તેમના રાજકીય, સામાજિક અને આર્થિક પ્રશ્નોનો નિકાલ કર્યો હતો, અને નિરાશાના વાતાવરણમાંથી ઉત્સાહનું વાતાવરણ સર્જ્યું હતું. આથી વિના સંકોચે હું રોજિંદા જીવનના અનેક પ્રશ્નો પૂછતો—રાજકીય, સામાજિક અને આર્થિક. છતાં આટલા મોટા દેશમાં બે માસમાં જોવાય પણ કેટલું? વળી મેં જે જોયું અને મને જે સારું લાગ્યું તે બધાને કસોટીએ ચડાવી ખાતરી કરી નથી.

તેમ છતાં મેં જે જોયું, સાંભળ્યું અને વાતો કરીને જાણ્યું તેથી મને સંતોષ થયો. ત્યાં હું નાનાં બાળકોને મળ્યો, જુવાન છોકરાછોકરીઓને મળ્યો, ખેડૂત સ્ત્રીપુરુષોને મળ્યો, મજૂરોને મળ્યો, આગેવાનોને મળ્યો, પ્રોફેસરોને મળ્યો, અમલદારોને મળ્યો, વૃદ્ધો બહુ ઓછા જોયા પણ તેમનેય મળ્યો. બધાની સાથેની વાતોમાં પોતાના દેશની દૃષ્ટિએ જીવવાની ભાવના જોઈ. અને બહુ આનંદ થયો.

એ આનંદ અને ઉત્સાહ સાથે મારા દેશમાં આવી ભાવના કેમ જાગે એના વિચારો કરતો હું ત્યાંથી પાછો ફર્યો. અહીંથી ચીન જતી વખતે ભાઈ શિવાભાઈએ કહેલું કે તમારા અનુભવોના કાગળો લખતા રહેશો. હું ત્યાં આખો દિવસ ફરતો અને સાંજે સૂતા પહેલાં, કાંતતી વખતે ભાઈ મનહરલાલને

આખા દિવસમાં મેં જે જે જોયું હોય અને મારા મન પર કોઈ અસર થઈ હોય તે બધાનો સાર લખાવતો. દર અઠવાડિ એ જ પત્રો હું વલ્લભ વિદ્યાલય, બોચાસણ મોકલી આપતો

મને ખબર નહીં કે આ પત્રોમાંથી પુસ્તક તૈયાર થવા છે. પુસ્તક છપાવવાની ગણતરી રાખી હોત તો આમાં છે કરતાં ઘણી વિશેષ અને ઉપયોગી માહિતી આપી શકાત. આ પુસ્તક બહાર પાડવાનો આગ્રહ ભાઈ શિવાભાઈએ ન રાખ્યો હોત તો આ પુસ્તક તૈયાર થાત જ નહીં.

આ પુસ્તક તૈયાર કરવામાં મારી સાથે ચીન આવેલા ભાઈ યશવંત શુક્લે ખૂબ મહેનત લીધી છે. તેઓ આ આખું પુસ્તક જોઈ ગયા છે અને તેમણે અનેક સુધારાવધારા કરી પુસ્તકને સુવાચ્ય બનાવ્યું છે. આ પુસ્તકનાં પ્રૂફ જોવામાં પણ તેમણે ઘણી મદદ કરી છે. વળી ભાઈ બબલભાઈએ આ પુસ્તકને સરળ બનાવવામાં ખૂબ મદદ કરી છે. આ માટે આ બધા મિત્રોનો હું આભારી છું.

રવિશંકર વ્યાસ

# પુસ્તકપ્રકાશન વિશે

પૂ. મહારાજ અહીંથી ચીન જવા નીકળ્યા, ત્યારે તેમની પાસે મેં માગણી કરેલી કે થોડે થોડે દિવસે તમારાં અનુભવો જણાવતા રહેશો. તેમણે મારી આ માગણી સ્વીકારી અને નિયમિત પત્રો લખવાનું રાખ્યું.

આ બધા પત્રો અનાયાસે ' જન્મભૂમિ ' માં છપાઈ ચૂકેલા છે. તેમ છતાં તેમને સરખી રીતે ગોઠવી પુસ્તકરૂપે મૂકીએ તો લોકોને અને વિદ્યાર્થીઓને તે ઉપયોગી થશે એમ લાગ્યું. પૂ. મહારાજે દેશમાં પાછા ફરતાં જ્યારે જાણ્યું કે તેમના પત્રો વર્તમાનપત્રોમાં છપાયા છે ત્યારે તેમને ખૂબ આશ્ચર્ય થયું અને હવે નવું પુસ્તક શું કામ કરવું, એમ તેમને લાગ્યું. પણ આ પત્રોને વ્યવસ્થિત કરીને પુસ્તકરૂપે છાપવાનું મને યોગ્ય લાગતું હતું એટલે છેવટે મહારાજે મારી ઇચ્છાને અનુમતિ આપી, અને તેથી આ પુસ્તક બહાર પડે છે.

મહારાજે ચીન જવાનો નિર્ણય કર્યો એટલે અનેક મિત્રોએ તેમને ત્યાંની ઠંડીમાં મુશ્કેલી ન પડે, પૈસાની અગવડ ન પડે એ માટે બધી વ્યવસ્થા કરી આપવાનો પ્રયત્ન કર્યો. પણ મહારાજે તો ઊંચકીને ફરી શકાય તેટલો જ સામાન રાખ્યો. સાથે ગીતાજી અને રેંટિયો રાખ્યાં. પોશાકમાં તેમણે બે જોડ

કપડાં રાખ્યાં અને ગરમ બંડી અહીં શિયાળામાં પહેરે છે તે લીધી. કપડાં રોજ પોતાને હાથે ધોયાં અને પહેર્યાં.

ચીનમાં પણ તેઓ હંમેશની માફક રોજ વહેલા ઊઠતા, અને સવારે પ્રાર્થના કરતા. શાન્તિપરિષદની પૂર્ણાહુતિ પ્રસંગે તેમણે શાન્તિના પ્રતીક તરીકે રેંટિયો ભેટ આપ્યો, ત્યાં સુધી એના પર રોજ નિયમિત કાંત્યું.

ત્યાંની ઠંડીમાં ગરમ બંડી, ધોતિયું, ટોપી અને કામળી, એ હંમેશનો પોશાક વાપર્યો. વ્યસન તો કોઈ હતું જ નહીં. ખોરાકમાં ખાંડ, મધ અને કેસર ન ખાવાનું વ્રત તથા એકાદશીનું વ્રત પાળ્યાં. ચંપલ કે જોડા તો તે પહેરતા જ નથી, પણ અહીં કોઈ કોઈ વખત જરૂર પડે છે, ત્યારે લાકડાની પાવડીઓ વાપરે છે, તે પાવડીઓનો ઉપયોગ કર્યો.

ત્યાં તેમને જે કંઈ રોકડ ભેટો મળતી તે તેઓ ત્યાં જ આપી દેતા. વળી બીજી જે કંઈ ભેટો મળી તે તેમણે વિદ્યાલયને આપી છે, અને તે આજે અમારા સંગ્રહાલયનું એક સુંદર અંગ બની છે.

કદાચ પૈસાની જરૂર પડશે એમ માનીને થોડા પૈસા સાથે લીધા હતા. પણ તે તેમણે વાપર્યા નહીં. ત્યાં ગયા પછી નક્કી કર્યું કે કંઈ જ ખરીદવું નહીં. ભાડું તો ખર્ચવાનું હતું જ નહીં.

એમને ગામડાં જોવાં છે એની ખબર ત્યાંના આગેવાનોને પણ હતી. એટલે એમણે ગામડાંના પ્રવાસની સગવડ કરી આપી. તેમને જ્યાં જવું હોય ત્યાં જવાની બધી જ છૂટ આપી.

પૂ. મહારાજમાં બાળકથી માંડીને વૃદ્ધો સુધી બધાની સાથે ભળી જવાની સહજ શક્તિ છે. એટલે બધાને મળવામાં અને તેમની સાથે દુભાષિયાથી અને છેવટે વિશ્વભાષાથી વાતો કરવામાં મુશ્કેલી ન પડી. જ્યાં દિલમાંથી જાણવાની તમન્ના ઊભરાતી હોય ત્યાં ભાષાનો અંતરાય નડતો નથી. પણ સૌ એકબીજાને પરસ્પર હાવભાવથી સમજી લે છે.

આમ તેઓ બધાં સાથે કુટુંબમાં જ હોય તેવી રીતે રહ્યા અને વર્ત્યા. આથી તેમણે લખેલા આ અનુભવો વિશેષ પ્રકાશી ઊઠે છે. એમાંથી મોટા કે નાના, પ્રજા કે સરકાર, સૌ કોઈને વિચારવાનું ભાથું મળે તેમ છે.

આ પુસ્તક બહાર પાડવાનું અણધાર્યાં અનેક કારણોથી લંબાયું છે. આમ છતા એમાંની હકીકત બિનઉપયોગી નથી થઈ; કેમ કે તે લખવા ખાતર લખાયું નથી, પણ દિલમાં જે સમજાયું તેનો એ પડઘો છે. એટલે તે ઉપયોગી થશે એવી આશા છે. એ મારી માન્યતા સાચી છે કે ખોટી તેની કસોટી તો પુસ્તક બહાર પડયા પછી લોકો કેટલે દરજ્જે તેને આવકારે છે તેના પરથી થશે.

બાલગોવિંદ કુબેરદાસની કંપનીવાળા ભાઈ જીવણલાલ, ૧જલાલ તથા ભાઈદાસે આ પુસ્તક બહાર પાડવામાં કમાવાની ગણતરી કરી નથી, પણ પુસ્તક ઉપયોગી છે એમ તેમને લાગ્યું, એટલે તેમણે પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. આ પુસ્તક છપાવવાનો તેમનો આગ્રહ ન હોત તો આ પુસ્તક કદાચ બહાર

પડત નહીં. ભાઈ યશવંતભાઈએ તથા બબલભાઈએ આ પુસ્તકના પ્રકાશનમાં રસ લઈને ખૂબ મદદ કરી છે, એટલે આ પુસ્તકમાંથી જે કોઈ લાભ મળશે તેનું શ્રેય તેમને પણ ઘટે છે.

આ પુસ્તક મોડું મોડું પણ બહાર પડે છે એ આનંદની વાત છે.

વલ્લભ વિદ્યાલય,
શિવાભાઈ ગો૦ પટેલ

બોચાસણ
૨–૧૦–'૫૪

# અનુક્રમણિકા

☆

# હું ચીન કેમ ગયો ?

૧૯૫૨ની સાલના ચોમાસાની વાત છે. હું શરીરશુદ્ધિ કરવા સારુ અમદાવાદમાં ડૉ. રસિકલાલ પરીખને ત્યાં રોકાયો હતો. એ કાર્ય પતે પછી વધુ આરામ માટે મારે કાશ્મીર જવું એવી મિત્રો અને શુભેચ્છકોની ઇચ્છા હતી. મુંબઈના ભાઈ કીર્તિલાલે તો આગ્રહ ઉપરાંત વ્યવસ્થા પણ કરાવી રાખી હતી; પણ મારું કામ છોડીને કાશ્મીર જતાં મારો જીવ ચાલતો નહોતો. આથી મને સમજાવવા માટે મિત્રોએ સ્વ. કિશોરલાલ મશરૂવાળાને સાધ્યા. આરામ માટે મારા કાશ્મીર જવા સંબંધમાં એમનો અભિપ્રાય અને સાથ માગ્યો. એમણે લખ્યું કે, "એમનું કામ કોઈ સંભાળી લેનારું નીકળે તો એમને કાશ્મીર કે બીજે કોઈ સ્થળે આરામ લેવાનું સમજાવી શકાય."

તેમ છતાં મારું મન માન્યું નહીં. એ દિવસો દરમ્યાન અનેક મિત્રો મારી ખબર કાઢવા ડૉ. રસિકલાલને ત્યાં આવતા હતા તેમાં એક દિવસ ભાઈ યશવંત શુક્લ આવેલા. અનેક વિષયો પર અમે વાતો કરી તેમા ચીનની ક્રાન્તિની વાત પણ નીકળી. ખેડૂત વર્ગને મોટો લાભ થાય એવી ક્રાન્તિ ચીનમાં થઈ છે અને સામાન્ય જનતાના હિતમાં મોટા ફેરફારો થઈ રહ્યા છે એવું તો સાંભળતા રહેલા જ, પણ એમાં ખરું કેટલું એની શી રીતે સમજણ પડે ? મેં કહ્યું — મારાથી કહેવાઈ ગયું : "આ બધું નજરે જોવું જોઈએ."

ભાઈ યશવંતે એમાં ટાપસી પૂરીને પૂછ્યું: "દાદા, તમને ચીન જવાનું અને બધું નજરે જોવાનું ગમે ?"

મેં કહ્યું : "તક મળે તો ગમે. પણ એમાં તો કેટલું બધું ખર્ચ થઈ જાય ? અને વળી ત્યાંની ભાષા શી રીતે સમજાય ?"

યશવંતભાઈએ કહ્યું : "પણ આ બધા પ્રશ્નો નડવાના ન હોય તો તમે જાઓ ખરા ? હું ગંભીરપણે પૂછું છું."

મેં કહ્યું : "હા, જાઉં."

એ વાત એટલે રહી અને ભાઈ યશવંત ગયા; પણ થોડાક દિવસો પછી બીજી વાર મળવાનું થયું ત્યારે ભાઈ યશવંતે કહ્યું : "દાદા, હવે તૈયારી કરો. ચીન જવાનું નક્કી થયું છે."

મેં કહ્યું : "શી રીતે ?"

ભાઈ યશવંતે સમજણ પાડી. અખિલ હિંદ શાંતિ સમિતિ તરફથી ચીનની રાજધાની પેકિંગમાં એશિયાઈ અને પાસિફિક વિસ્તારોની શાંતિ પરિષદ મળવાની હતી. તેમાં ભાગ લેવા માટે એક પ્રતિનિધિમંડળ મોકલવાનું હતું. તે માટે ગુજરાત પ્રાંતિક શાંતિ સમિતિએ મને એક પ્રતિનિધિ તરીકે પસંદ કર્યો હતો.

આ સંસ્થાથી હું અપરિચિત નહોતો છતાં તેને વિશે પૂરેપૂરી માહિતી હતી એમ પણ નહીં કહું. એ સંસ્થામાં સામ્યવાદીઓ આગળપડતો ભાગ લે છે એ તો મને ભાઈ યશવંતે અગાઉથી કહી રાખ્યું હતું. પણ તેનો મને વાંધો નહોતો. જગતમાં શાન્તિ સ્થપાય, રાષ્ટ્રો વચ્ચેનાં વેરઝેર હોલવાય અને કોઈ રાષ્ટ્ર બીજા રાષ્ટ્રની સ્વતંત્રતાને જોખમ ન પહોંચાડે એટલા આ સંસ્થાના ઉદ્દેશો જો મને માન્ય હોય, તો મને પેલી પરિષદમાં ભાગ

લેવામાં શા માટે વાંધો હોવો જોઈએ ? મારે મારા કોઈ પણ સિદ્ધાંત જોડે બાંધછોડ તો કરવાની હતી જ નહીં.

ચીનમાં સામ્યવાદનું વર્ચસ્વ છે એમ સાંભળેલું, પણ તેનોય મને વાંધો નહોતો. હું શાન્તિ પરિષદમાં જતો તો હતો; પણ ચીનમાંથી આપણા દેશને ફાયદો થાય એવું કંઈક જડે તો એ શોધવાની દૃષ્ટિથી જતો હતો. માઓ ત્સે તુંગની સરદારી હેઠળ આ નવા ચીની રાજ્યે ખેડૂતને અને ખેતીને જે લાભ કરી આપ્યો તેનો મર્મ મારે પ્રત્યક્ષ સમજવો હતો. ત્યાં પહોંચ્યા પછી મેં સંકલ્પ કર્યો હતો કે, જોવા–જાણવા જેવું હોય તે બધું મારે જોવું અને જાણવું, પણ છિદ્રાન્વેષણ ન કરવું. છિદ્રાન્વેષણ કરવાથી આપણને ફાયદો તો ન જ થાય પણ સારું જોવાનું રહી જાય. આમ મેં જવાનો સંકલ્પ કર્યો ને પ્રતિનિધિપદ સ્વીકારી પાસપોર્ટની તૈયારી કરવા માંડી. કાશ્મીર હવે કોરાણે રહી ગયું. પણ મને થતું હતું કે હું નથી અંગ્રેજી ભાષા જાણતો, નથી ચીની જાણતો. તેથી ત્યાં એ કેટલું સમજાશે તેની ખબર પડતી ન હતી. વળી ચીન ૪૮ કરોડની વસ્તીવાળો ખંડ જેવડો મોટો દેશ છે. એનો સાચો ખ્યાલ શી રીતે આવશે ? શહેર નજીકના અને ઊંડાણનાં ગામડાંમાં તફાવત હોય છે. એટલે ઊંડાણનાં ગામડાંમાં જઈ શકાશે કે કેમ ? આમ ચીનને ઓળખવાનું કેટલે દરજ્જે શક્ય થશે, તેની કંઈ ખબર પડતી ન હતી.

વળી એક બીજી પણ મૂંઝવણ હતી. શું આ શાંતિનો ખરો ઉકેલ છે ? શાંતિના ઠરાવો કરવાથી જ શાંતિ થાય ખરી ? આ મૂંઝવણ ચીન પહોંચતાં ડૉ. કીચલુ વગેરે બીજા

પ્રતિનિધિઓ આગળ રજૂ કરી તેમને પૂછતો કે, આપણે શી રીતે શાન્તિના કામમાં ખપ લાગીશું? પણ જોઈએ તેવો પ્રકાશ મળ્યો નહીં. વિચાર કરતાં એમ લાગ્યું કે કોઈનું શોષણ કર્યા સિવાય જીવન જીવીએ અને સમાજ તેવું જીવન જીવે તેવી વ્યવસ્થા ઉપજાવીએ તો જ શાંતિ આવે. અને રાજ્યની પહેલી અને અગત્યની ફરજ, પ્રજા અને સમાજ કોઈનું શોષણ થવા દીધા વિના જીવી શકે તેવી વ્યવસ્થા ગોઠવવાની છે. આમ થાય તો પછી કોઈ દેશ બીજા ઉપર ચડાઈ કરવાની ઇચ્છા ન રાખે અને આ ધૂમ લશ્કરી ખરચા પણ ન રહે. આ મારા વિચારો મેં પેકિંગની પરિષદમાં જાહેર કરેલા છે.

પાસપોર્ટ મેળવવા માટે તો કંઈ કેટલાંયે ફૉર્મ ભરવાં પડે, ગૅરન્ટરે ગૅરંટી આપવી પડે વગેરે. પણ એ બધી વિધિમાંથી પસાર થઈને પાસપોર્ટ તો મેળવ્યો. મારી સાથે ચીન આવવા માટે પેટલાદથી ભાઈ મનહર શાહ પણ તૈયાર થઈ ગયા. અને જ્યારે જાણ્યું કે ભાઈ ઉમાશંકર જોષી અને ભાઈ યશવંત શુક્લ પણ આવે છે, ત્યારે હું બહુ રાજી થયો. હવે ભાષાનો કે દૂર દેશમાં સોબતનો પ્રશ્ન તો રહ્યો જ નહીં.

વાયુવેગે વાત પ્રસરી ગઈ કે હું ચીન જવાનો છું. ચીન વિશે હું જે સાચું હશે તે જાણી લાવીશ ને કહીશ એવું ધારીને રાજી થનાર રાજી થયા હશે એમ માનું છું. તેમ છતાં થોડાકનો એવો પણ મત થયો કે મારે ચીન જવાની જરૂર નહોતી. પણ મેં તો નિર્ણય કર્યો તે કર્યો. મારી મુખ્ય ઇચ્છા ત્યાંના લોકોનું જીવન જોવાની હતી અને ખાસ કરીને

ગામડાંના લોકોની શી સ્થિતિ છે તે જોવાની હતી. વારંવાર એ ઇચ્છા મેં વ્યક્ત કરેલી તેથી મારે માટે ગામડાં જોવાની ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી.

આમ ૧૯૫૨ના સપ્ટેમ્બરની ૧૬મીએ હું બોચાસણથી નીકળ્યો ને અમદાવાદ આવ્યો. તે જ રાત્રે જનતા મેલમાં અમે મુંબઈ જવા નીકળ્યા. ત્યાં વિસા અંગેનું થોડું કામ પણ બાકી હતું તે પતાવવાનું હતું. સુરત પહોંચતાં સુધી સ્ટેશને સ્ટેશને અમે ચીન જઈએ છીએ એ જાણીને મિત્રો અને શુભેચ્છકોનો સમુદાય મોડી રાતે પણ વિદાય આપવા માટે વાટ જોતો હતો. આ પ્રેમ વિશે તો શું કહેવાનું હોય ?

મુંબઈથી તા. ૧૭મી સપ્ટેમ્બરે અમે કલકત્તા જવા નીકળ્યા. અમારું પાન અમેરિકન અંરવેઝ વિમાન કલકત્તાથી ૨૦મીએ મધરાતે ઊડવાનું હતું.



## તૈયારી

ચીન જવાનો પ્રસંગ આવ્યો ત્યારે વિચાર આવવા લાગ્યા કે, હું સાથે શું લઈ જાઉં ? અનુભવી મિત્રો આગ્રહ કરતા હતા કે, ખૂબ ઓઢવાનું પહેરવાનું સાથે રાખવું જોઈશે.

મેં નીચેના નિશ્ચયો કર્યા હતાઃ

૧. બગલમાં લઈને ફરી શકાય એટલો નાનો બિસ્તરો રાખવો.

૨. પોશાક જે અહીં હંમેશાં પહેરું છું તે જ કાયમ રાખવો.

૩. રેડિયો સાથે રાખવો. ત્યાંના લોકો સાથે વાતચીત કરવાનું એ સાધન બનશે.

આ નિર્ણય સાથે મારો બિસ્તરો, કપડાં વગેરેનું પ્રમાણ ઘટી ગયું. ગરમ બંડી હતી તે જ લીધી. અહીં તો ઉઘાડા પગે ફરું છું, પણ ત્યાં ઠંડીમાં શું કરવું? મેં નિર્ણય કર્યો કે લાકડાની પાવડીઓ વાપરવી. એટલે તે લીધી.

સાથે પુસ્તકોમાં 'ગીતા પ્રવચનો,' અને મૂળ ગીતા લીધાં. એક નોંધપોથી લીધી. પેન એક મિત્રે આપી હતી. જોકે નોંધપોથી કે પેનનો ઉપયોગ મેં ત્યાં મુદ્દલ નથી કર્યો. આખો દિવસ જે જોતો–સાંભળતો તેમાંથી રાત્રે સૂતી વખતે યાદ રહ્યું હોય તે મારા મિત્ર મનહરલાલને લખાવી દેતો.



## વિમાનની મુસાફરી

મુંબઈથી ઊપડતી વખતે રાધનપુરના ઘણા ભાઈઓ મને સ્ટેશને વધાવવા આવ્યા. હું ત્યાં માણેકલાલ વખારિયાને ત્યાં ઊતર્યો હતો. ત્યાંથી કલકત્તા જતાં અમરાવતી, વર્ધા, ગોંદિયા વગેરે સ્થળેથી મિત્રો ખાવાનું લઈને મળવા આવ્યા હતા. હું કલકત્તા પહોંચ્યો ત્યારે સુણાવના ગોવિંદભાઈ તથા ઉમેદભાઈ અને રામભાઈ તથા મણિભાઈ મને મોટર લઈ સ્ટેશને તેડવા આવ્યા હતા. એમનો સદ્ભાવ મારા પ્રત્યે ખૂબ હતો એટલે તેઓ ખૂબ રાજી થયા. ગુજરાતી ભાઈઓની બે ત્રણ સભા થઈ. તમાકુના બે વેપારીભાઈઓએ મને એક હજાર રૂપિયા આપ્યા, જેનો ઉપયોગ પાછળથી મેં મઢી કન્યા છાત્રાલયનો કૂવો બંધાવવામાં કર્યો. રામભાઈ તથા મણિભાઈએ મને પાવડી તથા ગરમ રેશમી શાલ લઈ આપી.

આમ આ ભાઈઓ મને એરોડ્રોમ સુધી વળાવી ગયા.

ચીન જતાં પહેલાં મને કલ્પના ન હતી કે ત્રણ હજાર માઈલની મુસાફરી એરોપ્લેનમાં કરવાની મારા જીવનમાં આવશે. એક વખત શ્રી મોરારજીભાઈ સાથે હિંમતનગરથી ડીસા સુધી પ્રવાસમાં ગયો હતો, ત્યારે વિમાનનો પહેલો અનુભવ થયો હતો. પણ આ વખતે એનો વિશેષ અનુભવ થયો.

આ વખતની વિમાનની મુસાફરી લાંબી હતી. બધી મળીને ચાર હજાર માઈલની થઈ. મધરાત પછી ૨-૧૦ મિનિટે અમારા વિમાને હિન્દુસ્તાનનો કિનારો છોડયો. વિમાન ચાર એંજિનનું હતું, અને તે સાધારણ રીતે પંદર-વીસ હજાર ફૂટની ઊંચાઈએ સહેલાઈથી ઊડતું હતું. તેમાં ૫૬ મુસાફરોની સગવડ હતી. બેઠકો આરામખુરશીની માફક સૂવા માટે લાંબી થઈ શકે તેવી હતી. સ્ત્રીપુરુષો માટે અલગ અલગ જાજરૂ અને બાથરૂમની સગવડો પણ હતી. બાથરૂમમાં ગરમ પાણી, સાબુ, નેપકિન વગેરે રાખવામાં આવ્યાં હતાં.

વિમાનમાં અવાજ ખૂબ થાય છે તેથી કાનમાં નાખવા માટે રૂનાં પૂમડાં આપે છે. મેં તે નાખેલાં ખરાં, પણ હોંગકોંગ ઊતર્યા ત્યારે તે ન હતાં. તેનું મહત્ત્વ મને સમજાયું ન હતું. પણ પેકિંગ ઊતર્યો ત્યારે કાનમાં દુખાવો જણાવા લાગ્યો. કાનમાં તેલ નાખવા છતાં દુખાવો મટ્યો નહીં એટલે દવાખાનામાં જવું પડ્યું હતું. બેઠા પછી વિમાન ચડે તે વખતે આંચકા ન લાગે તે માટે શરીરે બંધ આવે તેવો ખુરશી સાથે જોડેલો કમરે ભરાવવાનો પટ્ટો રાખવામાં આવ્યો હતો, જોકે અમોને ધક્કાનો ઝાઝો અનુભવ થયો નહોતો. પંદર-સત્તર હજાર ફૂટની ઊંચાઈએ ઊડવાનું હોવા છતાં હવામાં કોઈ પણ

જાતના આંચકા આવતા નહોતા અને અમને કોઈ ખાસ અગવડ નહોતી. ઉપરની હવા માટે, સ્ટીમરમાં રાખવામાં આવે છે તેવી ફૂલડીઓમાંથી જરૂર પડે તેટલી હવા લઈ શકાય એવી સગવડ હતી. ટાઢ ન વાય તેને માટે મુસાફરને એક કામળો આપવામાં આવતો હતો, પરંતુ તેની જરૂર પડી નહોતી. ઓશીકું બહુ જ પોચું ખુરશી સાથે લગાવેલું હતું.

ઉપરાંત માહિતી માટેનો નકશો આપવામાં આવ્યો હતો. દુનિયાના દેશોની ઘડિયાળોના સમયની સરખામણી માટે એક સરસ કોષ્ટક રૂપે ઘડિયાળ જેવું પૂંઠું આપ્યું હતું અને તેના ઉપર થોડે થોડે અંતરે અમારું વિમાન ક્યાંથી પસાર થશે, ક્યારે ક્યાં પહોંચશે તેની નોંધ હતી. અને તે ઉપરાંત જરૂરી માહિતી આપવા માટે લાઉડસ્પીકરની વ્યવસ્થા હતી. રાતના લગભગ અઢી વાગ્યે હું સૂઈ ગયો. સવારે બર્મની દક્ષિણ સરહદે દરિયાકિનારે અમારું વિમાન ઊડતું હતું. આપણા સવારના પોણા પાંચ વાગ્યે હું જાગ્યો ત્યારે રંગૂન લગભગ અમે પહોંચ્યા હતા. ઇરાવતી નદી અને તેના અનેક ફાંટાઓ તેમજ નહેરોનો ફળદ્રુપ પ્રદેશ ઉપરથી દેખાતો હતો. રંગૂન પસાર કર્યા બાદ અમારું વિમાન થાઇલૅન્ડના ડુંગરો ઓળંગતું સિયામની દક્ષિણ-પશ્ચિમે ઊડવા લાગ્યું. ત્યાં પણ નહેરો અને નદીઓવાળો, ડાંગરના ખેતરોવાળો રમણીય પ્રદેશ જોયો. લગભગ સાડા છ વાગ્યે અમે બેંગકોક ઉપર આવી ગયા અને વિમાન ધીરે ધીરે આજુબાજુ ચક્કર મારી નીચે ઊતર્યું. શહેરનો દેખાવ ઉપરથી રમણીય લાગતો હતો ..કે ડાંગરનાં ખેતરો નહેરોનાં પાણીથી છલોછલ ભરેલાં દેખાતાં

હતાં. ત્યાંના મજૂર વર્ગને એરોડ્રોમ ઉપર કામ કરતો જોયો. તે શરીરે તંદુરસ્ત અને આનંદી હતો. શરીરનો વર્ણ ઘઉંવર્ણા કરતાં કંઈક વિશેષ ગોરો લાગ્યો. તેઓ માથે ઘાસની ટોપીઓ પહેરે છે. ત્યાંના મજૂરો માથે ભાર ઊંચકતા નથી પરંતુ બે બાજુ ટોપલાઓની કાવડ બનાવી માલ લઈ જાય છે.

બેંગકોકનું એરોડ્રોમ ઘણું રમણીય હતું. બેંગકોક એ (સિયામ) થાઇલેન્ડની રાજધાની છે અને તેનું એરોડ્રોમ જગતના આગળપડતાં વિમાની મથકો પૈકીનું એક છે. અહીં અમને ચા, કૉફી, કેક વગેરે આપવામાં આવ્યાં હતાં. મેં તથા મનહરભાઈએ કશું જ લીધું નહોતું. બેંગકોકમાં પેસેન્જરો અને બળતણ લેવા વિમાન એક કલાક રોકાયું હતું અને ફરીથી અમોએ અમારો પ્રવાસ આગળ શરૂ કર્યો. બેંગકોકથી કલકત્તાનું અંતર આશરે ૧૧૦૦ માઇલ છે, અને તે માટે આશરે ચારથી સાડા ચાર કલાક વિમાને લીધા હતા. ત્યાંથી વિમાન સિયામના ડુંગરાળ પ્રદેશો તથા ખીણવાળા વિભાગ ઉપર થઈ પસાર થતું હતું. પંદર હજાર ફૂટની ઊંચાઈએથી ઝાડો જમીન ઉપરના ટૂંકા ઘાસ જેવાં દેખાતાં હતાં. હિન્દી ચીનનો સપાટ પ્રદેશ ઓળંગીને અમે પાસિફિક સમુદ્રને કિનારે પહોંચ્યા. અહીંથી દરિયા ઉપર રહીને આગળ વધવાનું હતું. દરિયો ઘણો શાંત દેખાતો હતો. વાદળો પાણી ઉપર મોટા બરફના ડુંગરો જેવાં દેખાતાં હતાં. અમારું વિમાન તેના ઉપર ખૂબ ઊંચે ઊડતું હતું સમુદ્રની વચ્ચે પારસલ ટાપુઓ વિમાનમાંથી લીલા રંગની પટ્ટીઓ જેવા દેખાતા હતા. ત્યાંથી વિમાન પશ્ચિમ દિશા છોડીને ઈશાન ખૂણે ઉત્તરે હોંગકોંગ તરફ રવાના થયું. હોંગકોંગની નજીક અમે

લગભગ આપણા બાર વાગ્યે આવ્યા હોઈશું. પછી વિમાને નીચે ઊતરવા માંડ્યું. વાદળોના ધુમ્મસ વચ્ચે થઈને વિમાન ઊતરતું હતું ત્યારે વિમાનની બારીઓ ઉપર પાણી જામતું દેખાયું હતું. પછી વિમાન હોંગકોંગના ડુંગરાઓને ત્રણ ચાર ચક્કર મારીને વાદળો હોવાથી સાધારણ આંચકા લેતું લેતું પોણો (હિંદી સમયે) વાગ્યે હોંગકોંગના વિમાની મથકે ઊતર્યું. તે વખતે હોંગકોંગમાં સાંજના સવા ચાર થયા હતા. હોંગકોંગનો પ્રદેશ બે ભાગમાં વહેંચાયેલો છેઃ એક ટાપુ છે, તેની ચારે બાજુ પાણી છે, અને વચમાં ડુંગરાળ પ્રદેશ છે. આપણે ત્યાંની મોટી વેપારી પેઢીઓ તે જગ્યાએ આવેલી છે સામી બાજુ ચીનની મુખ્ય ભૂમિને અડીને હોંગકોંગનો બીજો ભાગ આવેલો છે, જે જગ્યાએથી મુખ્ય ટાપુ ઉપર છથી સાત મિનિટમાં સ્ટીમલૉંચમાં જવાય છે. ચીનની ભૂમિ સાથે જોડાયેલા પ્રદેશમાં વિમાની મથક, રેલવે સ્ટેશન તથા હોટેલો છે તેમજ બીજી મોટી વસ્તી રહે છે. આ પ્રદેશ ચીનનો હતો તે અંગ્રેજોને સો વર્ષના પટાથી આપ્યો છે અને તે પટો ૧૯૫૩ માં પૂરો થાય છે એમ સાંભળ્યું છે. આ બન્ને ભાગો અંગ્રેજોને તાબે છે કુલ વસ્તી વીસ–બાવીસ લાખની ગણાય છે. હોંગકોંગની અગત્ય ખાસ કરીને અંગ્રેજોના વેપારી મથક તેમજ નૌકામથક તરીકેની છે. હોંગકોંગ એ સારું બંદર તથા વિમાની મથક છે અને ત્યાંથી જપાન, અમેરિકા, ફિલિપાઈન્સ, જાવા, સુમાત્રા, સિંગાપુર વગેરે દિશાઓએ સ્ટીમરો તથા વિમાનો જાય છે.

ઍરોડ્રોમ ઉપર ઊતરી ઔપચારિક વિધિ (પાસપોર્ટ, કસ્ટમ વગેરે) પતાવીને અમે વિમાનવાળાની હોટેલમાં આવેલી

ઑફિસે તેમની મોટરમાં દસેક મિનિટમાં પહોંચી ગયા. હોંગકોંગ બ્રિટિશ આધિપત્ય નીચે હોવાથી તેની બહારની બાંધણી મુંબઈ–કલકત્તા જેવી છે. મોટરો પણ મુંબઈના જેવી જ છે સમસ્ત ચીનની શાન્તિ સમિતિ તરફથી અમારા બધાના સ્વાગત માટે જુવાન ચીની યુવકો હાજર હતા અને અમને જોઈને ઘણા રાજી રાજી થયા હતા. વિમાનની ઑફિસેથી અમે અમારા માટે નક્કી કરેલા મુકામે કોઉલૂન હોટેલમાં ગયા. કોઉલૂન હોટેલ એ પાશ્ચાત્ય ઢબે ચાલતી સારામાં સારી હોટેલોમાંની એક છે. ત્યાં આગળ ચાથી સ્વાગત કર્યાં બાદ પ્રેસફોટોગ્રાફરો આવ્યા હતા તેમણે અમારા બધાના ફોટા લીધા. ત્યાંથી અમારો મુકામ તે હોટેલના પાંચમા માળે, રૂમ નં. ૫૦૨ માં થયો. મારી સાથે આ રૂમમાં મનહરભાઈ ગોઠવાયા. યશવંતભાઈ તથા ઉમાશંકર મારી જોડેની રૂમમાં હતા. બે જણ વચ્ચે એક રૂમની વ્યવસ્થા હતી. રૂમમાં બાથરૂમ, જાજરૂ, ટેલિફોન વગેરે તમામ સગવડ હતી. અમે નાહી પરવાર્યા અને કપડાં પણ ધોયાં. તે દરમિયાન મારી મુલાકાત માટે હોંગકોંગના જાણીતા ચીની છાપાના પ્રતિનિધિ આવ્યા. તેમને માહિતી આપી અને કાંતવા માંડ્યું. કાંતતાં કાંતતાં જમવાનો સમય થતાં અમે જમવા માટે ગયા હિંદી સમય પ્રમાણે પાચ વાગ્યા હશે ત્યારે ત્યાં રાતના સાડા આઠ થયા હતા. જમવામાં દૂધ, ડબલ રોટી, ભાત, શાક, ટામેટાનો સૂપ, માખણ અને કેળાં હતાં. કોઈ જાતની તકલીફ પડી નહીં. રાતના સૂવા માટે પણ સુંદર પથારીઓ હતી. અહીં અમારા બિસ્તરાનો ઉપયોગ જ નહોતો. સાંજના વરસાદ પડવાની શરૂઆત થઈ તેથી ઝાઝમાં જવાનું માંડી વાળ્યું.

☆

## ચીનની ધરતી પર

હોંગકોંગમાં અમે સવારમાં ઊઠી, પરવારી, નાસ્તો કરી, ગામમાં ફરવા નીકળ્યા. નાસ્તામાં શેકેલી ડબલ રોટી, દૂધ, માખણ અને કેળાં હતાં. રાતના વરસાદ થયો હતો પણ અમે ફરવા નીકળ્યા ત્યારે ઉઘાડ હતો. હવા સરસ હતી. ગામ શહેરના પ્રમાણમાં સ્વચ્છ હતું. ફરી આવીને અમે અગિયાર વાગ્યે મોટરમાં હોંગકોંગ ટાપુના કોઉલૂન સ્ટેશને ગયા. અમારા મુકામેથી બે ત્રણ મિનિટનો રસ્તો હતો. ત્યાં અમને પહેલા વર્ગના ડબામાં બેસાડ્યા. અમારો સરસામાન પોતાની દેખરેખ નીચે લગેજના જુદા ડબ્બામાં મુકાવ્યો. અમે નૂતન ચીનની સરહદ તરફ જઈ રહ્યા હતા.

હોંગકોંગમાં ત્યાંનું સ્થાનિક ચલણ છે. તેને ડૉલર કહે છે. તેની કિંમત આપણા રૂપિયાના ૦–૧૪–૦ બરાબર થાય છે. ચલણમાં ૧ ડૉલર, ૨ ડૉલર, ૫ ડૉલર, એ પ્રમાણે નોટો છે. ડૉલરના ભાગ દશાંશમાં છે. ડૉલરના શતાંશને સેન્ટ કહે છે. તેના ૧૦, ૨૦, અને ૫૦ સેન્ટના સિક્કાઓ હોય છે. એ આપણા અડધા, પાવલી માફક છે. અહીં આપણે બજારોમાંથી વસ્તુ ખરીદ કરીએ તો આપણી રૂપિયાની નોટો લઈને વસ્તુઓ આપે છે.

અમારી ગાડી સ્ટેશનેથી ઊપડી અને અમે નાનાં સ્ટેશનો તથા ગામડાં જોતા જોતા આગળ ચાલ્યા. હોંગકોંગની બ્રિટિશ

હકૂમતની ભૂમિ પૂરી થતાં અમારે સરહદ ઓળંગી ગ
બદલવાની હતી. ત્યાંથી ચાલતા અમે ચીનની મુખ્ય ભૂમિ
આવ્યા. અહીં પણ જકાત, પાસપોર્ટ વગેરેની તપાસ થાય
સ્થાનિક હોંગકોંગના માણસને પણ ચીનની ભૂમિ પર જવા મ
પરદેશી તરીકેની પરમિટની પ્રથા છે. દરેક માણસની બારીકાઇ
તપાસ થાય છે. હોંગકોંગ અને ચીનના પ્રદેશની વચ્ચે કોઇ
પણ માલિકી વગરની અડધો ફર્લાંગ પહોળી એવી એક પ
છે. એ મતલબનું લખાણ પણ એ જગા પર હતું. એ ઓળં
અમે ચીનની ભૂમિમાં દાખલ થયા. ત્યાં અમારા સ્વાગત
ચીનનું સરહદી સ્ટેશન શુનચુન સારી રીતે શણગારેલું હ
તે એક નાનું સરહદી ગામ છે. વસ્તી પાંચ હજારની છે. ત્યાં
૭૫ માઈલ દૂર કેન્ટોનથી આશરે દસ–પંદર જુવાન છોકર
છોકરીઓ, જે પૈકી મોટા ભાગનાં કોલેજમાં ભણતાં હતાં અ
સાધારણ અંગ્રેજી જાણતાં હતાં, તે અમારું સ્વાગત કરવા, ત
અમારી મહેમાનગીરી કરવા અને દુભાષિયા તરીકે કામ કર
આવ્યાં હતાં.



## રેલવે સ્ટેશન અને રેલગાડી

શુનચુન સ્ટેશન તદ્દન સાદું, સ્વચ્છ હતું. લાકડાના થાંભ
ઉપર બાંધેલી દેશી નાળો–આપણે ત્યાંના જેવી જ–અને મોભ
રિયાં સાથે સિમેન્ટ ચોપડેલા છાપરાવાળું સ્ટેશન હતું. બેસ
માટે બહુ જ સ્વચ્છ બાંકડા હતા. પુરુષો, સ્ત્રીઓ અને છોકરાંવાળ
સ્ત્રીઓ માટે જુદા જુદા બાંકડા રાખેલા હતા. તમામ મુસાફ
બેસી શકે તેટલા બાંકડા હતા દરેક મુસાફરે પોતાનો સામા

મુસાફરખાનાની વચમાં લાઈનિબંધ મૂકવાનો હોય છે, જેથી કોઈની હડફેટમાં ન આવે થૂંકવા માટે થૂંકદાનીઓ જેવાં મોટાં વાસણો ઠેકાણે ઠેકાણે હતાં. કાગળ વગેરે કચરો નાખવા માટે પણ પેટી હતી. પીવાના પાણીની વ્યવસ્થા પણ સુંદર હતી. મોં સાફ કરવા માટે લાકડાનાં પીપોમાં પાણી ભરેલાં હતાં. તેમાંથી પાણી લેવા માટે વાંસની ચિપાટ સાથે નાળિયેરની કાચલી બાંધેલી હતી, તેના વડે પાણી લઈને ચિનાઈ વાસણમાં મોં ધોવાનું હતું, જેથી પાણીનો બગાડ વિશેષ ન થાય. પછી ટબનું મેલું પાણી ગટરમાં દરેક માણસ પોતાને હાથે ઢોળી દે. ગામડિયા માણસ પણ ગમે ત્યાં થૂંકે નહીં. વિશેષમાં રમવા માટે કૅરમ જેવું સાધન હતું, લાઇબ્રેરી હતી, તેમજ પેપરમાંથી અગત્યના સમાચારોની કાપલીઓ કાપીને પાટિયા પર ચોટેલી હતી. બાળકો તેમજ બીજાઓને વાંચવા માટે માસિકો તેમજ ચોપડીઓ પણ હતાં, જેથી નવરાશના વખતનો ઉપયોગ થઈ શકે. આપણે ત્યાંની માફક પાન, બીડી, સેવગાંઠિયાની લારીઓ ત્યાં ફરતી હોતી નથી.

અહીંની ગાડીમાં બે વર્ગ હોય છે: નરમ (સૉફ્ટ–સૅકન્ડ ક્લાસ) અને કઠણ (હાર્ડ–થર્ડ ક્લાસ). બંને વર્ગ માટે આરામગૃહ, ભોજનગૃહ વગેરે એક જ હોય છે. નરમ વર્ગમાં ગાદી હોય છે, જ્યારે કઠણમાં નથી હોતી. કઠણ કરતાં નરમનું ભાડું બમણું હોય છે. બાળકોવાળી સ્ત્રીઓ માટે ગાદીવાળો ડબ્બો જુદો હોય છે. તેમને કઠણ વર્ગનું ભાડું લઈને આ સગવડ ખાસ આપવામાં આવે છે. ગાડીના દરેક ડબ્બામાં લાઉડસ્પીકર, ચારે બાજુ ફરતા પંખા અને ડબ્બાને છેડે જાજરૂ

તથા બાથરૂમ હોય છે. ગાડી જી. આઈ. પી. જેવી પહેલા ડબ્બાથી છેક છેલ્લા ડબ્બા સુધી સળંગ ફરી શકાય તેવી હોય છે. મોટાં મોટાં સ્ટેશનો માટે જુદા જુદા ખાલી ડબ્બા રાખવામાં આવે છે, જેમાં જે તે સ્ટેશનેથી જ ઉતારુઓ બેસી શકે છે. ઉપરાંત દરેક ડબ્બે રેલવે તરફથી એક માણસ રાખેલો હોય છે તે ડબ્બાની સ્વચ્છતાનું કામ પણ સંભાળે છે. દરેક ડબ્બે સાવરણો રાખેલો હોય છે.

અમારે માટે બહુ સુંદર વ્યવસ્થા કરી હતી. જમવા માટે ડાઈનિંગ કાર પણ ગાડીમાં હતી અને અમને ખાવાપીવાનું ગાડીમાં જ આપ્યું હતું. બે ચાર જણ વચ્ચે એકેક દુભાષિયો આપવામાં આવ્યો હતો. ચીનની સરહદના સ્ટેશનેથી અમારી ગાડી ઊપડી ત્યાર પછી વચ્ચે નાનાં ગામ આવતાં હતાં. આપણાં ગામોમાં હોય એવાં જ ઘરો દેખાતાં હતાં. ખેતીમાં ડાંગર, શાકભાજી અને કેળાંનું વાવેતર મુખ્ય હતું. ખેતરો ખૂબ સ્વચ્છ, નકામા ઘાસ વિનાનાં, વ્યવસ્થિત દેખાતાં હતાં.

★

## નદીમાં રેલગાડી

ગાડીની જ વાત કાઢી છે ત્યારે આગળ ઉપર નદીમાં રેલગાડી ઉતારીને અમને નદીપાર કર્યા હતા તેની વાત કહી લઉં. નાનકિંગ પાસે મોટી નદી યાંગ્સે ક્યાંગ આવી. નર્મદામાં પૂર આવતાં જેવડો પટ થાય છે, એ કરતાંય વધુ પટ આ નદીનો હતો. સામે પાર જવા પુલ નહોતો. નદી પર એક ધક્કો બાંધેલો હતો. ત્યાં આગળ ગાડી આવી તે વખતે ધક્કા પાસે એક પહોળી મોટી રેલવે લાઈનવાળી સ્ટીમલોંચ ઊભી હતી.

ગાડીના ત્રણ ભાગ કરી તેના પર ચઢાવ્યા.

એ એટલી પહોળી હતી કે ત્રણે ટુકડીઓને જુદા જુદા ત્રણ પાટાઓ પર રાખવામાં આવ્યા હતા. નદીનો દોઢ માઈલનો પટ કાપી સામા કાંઠાના ધક્કા પર અમે આવ્યા.

આ વખતે ધક્કો સ્ટીમલોંચથી ઊંચો દેખાતો હતો, એથી શરૂઆતમાં તો અમને લાગ્યું કે ગાડી એના પર શી રીતે ચડશે? પણ ગાડી પાસે આવી ત્યારે સ્ટીમલોંચના પાટાને અને ગાડીના પાટાને સાંકળેથી બાંધી ખેંચીને ભેગા કરવામાં આવ્યા.

જેમ જેમ સાંકળ ખેંચાતી હતી, તેમ તેમ ધક્કો નીચે બેસતો હતો. બન્ને સરખી સપાટીએ આવ્યા ત્યારે સામી બાજુનું એંજિન આવ્યું અને ત્રણે ટુકડાઓને વારાફરતી યાર્ડમાં લઈ જઈ સાંધી ફરીથી આખી ગાડી બનાવી દીધી.

સાબરમતી સ્ટેશન અને અમદાવાદ વચ્ચે જેટલું અંતર છે એટલું અહીંથી નાનકિંગ સુધીનું હતું.



## કેન્ટોનમાં સ્વાગત

રાત્રે કેન્ટોન સ્ટેશને ઊતર્યા. અમારું સ્વાગત કરવા માટે સાતથી બાર વર્ષનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ હાથમાં ફૂલની છડીઓ લઈને આવ્યાં હતાં. એમનો દેખાવ પ્રેમ ઊપજે એવો હતો. એક ચડ્ડી અને બાંડિયું પહેરણ અને પગમાં મોજાં અને જોડા, આ એમનો પોશાક. માથું ખુલ્લું. રંગે ગોરાં અને શરીરે હૃષ્ટપુષ્ટ એ બાળકો હતાં ચડ્ડીઓ

ભૂરી અને બાંડિયાં સફેદ હતાં. ગાડીમાંથી નીચે ઊતરનારાઓમાં મોખરે હું હતો એટલે એક વિદ્યાર્થીએ આવી, લશ્કરી ઢબે સલામ કરી, હાથમાં ફૂલછડી આપી, ફરી સલામ કરી. પછી મારા હાથમાં હાથ મિલાવીને મારી સાથે પગ મિલાવતો ચાલવા લાગ્યો. એ રીતે છોકરીઓએ સ્વાગત કર્યું. સ્ટેશનની બહાર મોટેરાઓ ઊભા હતા. અમારી સાથે હાથ મિલાવી અમને મોટરમાં બેસાડ્યા. સોળથી પચીસ વર્ષની વચ્ચેનાં મોટાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓએ અમારા સ્વાગતમાં દસ પંદર મિનિટ સુધી, આપણે ત્યાં ભજનમંડળીઓ કરે છે તેમ, તાળીઓના તાલ સાથે શાંતિનું ગીત ગાયું. આ દેખાવ અતિ ભવ્ય હતો. આપણા સેવાદળના સ્વયંસેવકો જેવા પોશાકવાળા બધા વિદ્યાર્થીઓ સુઘડ અને સુંદર હતા. એમની પાસે વાવટા હતા અને એ પર શાંતિના ચિહ્નરૂપ કબૂતર (પીસ ડવ) હતું.

અમને મોટરમાં બેસાડી કૅન્ટોનની અગિયાર માળની એક આલીશાન હૉટેલમાં લઈ જવામાં આવ્યા. મારી તથા મનહરભાઈની વ્યવસ્થા એક રૂમમાં હતી. સાથેની રૂમમાં યશવંતભાઈ તથા ઉમાશંકરનો ઉતારો હતો. થોડો સમય આરામ કર્યા બાદ અમને જમવાને બોલાવવામાં આવ્યા. એમાં શાકાહારીઓ માટે પણ સારી વ્યવસ્થા હતી. લગભગ પંદરથી વીસ વાનીઓ હતી. એમાં ડબલ રોટી અને ભાતથી માંડીને સેવ, અનાજ તથા શાકમાંથી બનાવેલી ચીની વાનીઓનો સમાવેશ થતો હતો. અમે બધું ખાઈ ન શક્યા. થોડીક વાનીઓ પાશ્ચાત્ય પદ્ધતિની માફક વારાફરતી પીરસાતી હતી. અહીંના લોકોનો ખોરાક અમારાથી બમણો હતો. જમતી વખતે

શરૂઆતમાં ટોસ્ટ આપવાનો રિવાજ છે. દારૂની પ્યાલી, અગર સોડાવૉટર, અગર નારંગીનો રસ, અગર પાણી જે કંઈ હાથમાં હોય તે લઈ ઊભા થઈને ટોસ્ટ આપવાનો અને એકબીજાને પ્યાલા અડકાડી પોતાના પીણામાંથી થોડું પીને જમવાની શરૂઆત કરવાની હોય છે. જમતાં લગભગ બે કલાક નીકળી જતા હતા. આપણને તો ટેવ નહીં હોવાથી કદાચ કંટાળીએ પણ ખરા, તેમ છતાં જમતાં જમતાં અહીંની ખૂબ વાતો સાંભળવા મળી.

કેન્ટોનના સારા સારા આગેવાનો અમારી સરભરામાં હતા. તેમની પાસેથી દુભાષિયા મારફત રાજકીય, સામાજિક તથા અત્યારની અને ભૂતકાળની પરિસ્થિતિની વાતો જમતાં જમતાં જાણવા મળી. હું ગુજરાતીમાં બોલું. યશવંતભાઈ તે દુભાષિયાને અંગ્રેજીમાં કહે, દુભાષિયો અંગ્રેજીનું ચીનીમાં કહે, સામા આગેવાન ચીનીમાં જવાબ આપે, તેનું અંગ્રેજી ફરી દુભાષિયો યશવંતભાઈને કહે, અને તેનું ગુજરાતી યશવંતભાઈ મને સમજાવે. આ લાંબી પરડમાં સાધારણ રીતે કંટાળો આવે, પરંતુ ઉપાય શો ?



## કેન્ટોનથી પેકિંગ

અમારે કેન્ટોનથી પેકિંગ જવાનો સમય થયો, એટલે અમે અમારો સામાન સ્વયંસેવકોને સોંપ્યો. તેઓ લેબલ લગાવી એને એરોડ્રોમ પર લઈ ગયા. અમે બસમાં વિમાની મથકે ગયા. સવારની હવા બહુ સારી હતી. હોટેલની સામે જ પર્લ નદીમાં મછવા, હોડીઓ અને સ્ટીમરો લાંગરેલી હતી. નાના મછવાઓ અને હોડીઓ પાણીમાં દોડાદોડ કરતાં હતાં. માણસો સડક ઉપર ખૂબ જતા આવતા હતા. પરંતુ બિલકુલ ધાંધલ

જણાતી નહોતી. એરેડ્રોમ છથી આઠ માઈલ દૂર હશે. અમારું વિમાન બે એંજિનથી ૧૦,૦૦૦ ફૂટ ઊંચે ઊડનારું અને ૨૧ બેઠકોવાળું હતું. વિમાની મથક પર કહેવામાં આવ્યું કે ગરમ કપડાં નહીં રાખો તો દુઃખી થશો. ઉત્તરમાં ૧૫૦૦ થી ૧૭૦૦ માઈલ જતાં એટલી ઠંડી સ્વાભાવિક હોય એમ લાગ્યું, પણ મારી પાસે તો સુતરાઉ બંડી તથા બેસ સિવાય કંઈ હતું નહીં. બીજાં કપડાં બિસ્તરામાં હતાં અને બિસ્તરો વિમાનમાં લગેજ ભાગમાં હતો. કેટલાકને મારી અવસ્થાની દયા આવી. પણ હું તો મને કાંઈ જ નહીં થાય તેમ હિંમત રાખી વિમાનમાં બેઠો. વિમાન ઝપાટાબંધ ઊડવા લાગ્યું. નદીઓ, નહેરો, ડુંગરો અને સપાટ ખેતીવાળી જમીન ઉપર રહીને વિમાન ઊડતું હતું એ જોવાની ખૂબ મઝા પડી. કાનમાં પવન ન પેસે એટલે રૂનાં પૂમડાં ઘાલેલાં હોવા છતાં કાનમાં તકલીફ થવા લાગી. માથું ભારે થઈ ગયું. અમારા વિમાનમાં ઉતારુઓની સારસંભાળ માટે એક વીસ બાવીસ વર્ષની ચીની છોકરી હતી. તે સુંદર, પ્રેમાળ અને ચપળ હતી. તેણે એકેએક ઉતારુનું દિલ ખેંચ્યું હતું. હસતે મોઢે ઘડીએ ઘડીએ બધાની સંભાળ લેવાને, આતુરતાથી, તમારે શું જોઈએ છે, એમ તે પૂછતી હતી. વિમાનમાં ચોપડી વાંચતાં વાંચતાં થોડું ઊંઘી ગયો ત્યારે મને ખબર ન પડે તે રીતે એ ધાબળો ઓઢાડી ગઈ.

બપોરે અગિયાર વાગ્યે અમને નાસ્તો આપ્યો. ફળફળાદિમાં કેળાં, સફરજન, કમરખ એવું અમને શાકાહારીને આપવામાં આવ્યું. બાકીનાને ઠીક ઠીક ખાવા મળ્યું. બાર વાગ્યે હેંકાઉ આવ્યું. ત્યાં અમારું વિમાન પેટ્રોલ લેવા ઊતર્યું હતું. હેંકાઉ

યાંગત્સે નદીના કિનારા પર ત્રણ ગામ મળીને થયેલું છે. એ ત્રણે ગામો તે હેકાંઉ, ઉયાંગ અને ચોમાં કુલ વસ્તી તેર લાખની. જમીન ખૂબ ફળદ્રુપ અને નહેરોવાળી જણાતી હતી. ત્યાં અમારું સ્વાગત કરવા માટે લોકો નાનાં નાનાં છોકરાં–છોકરીઓને આગળ કરીને આવ્યા હતા. હું બધામાં વૃદ્ધ હોવાથી અમારાવાળા મને આગળ કરતા હતા. ચીનમાં વૃદ્ધોને ખૂબ માન અપાય છે. ત્યાંના રિવાજ પ્રમાણે સ્વાગત કરતી વખતે મારો હાથ બગલમાંથી પકડીને મને લઈ જતા હતા. અહીં હારને બદલે છડી આપવાનો રિવાજ છે. અમારી મંડળીમાં પેરીનબહેન કરીને એક પારસી બહેન હતી તે અમારું બધાનું ઓળખાણ આપતી હતી. એ બહેન મુંબઈની છે. ખૂબ જબરી સેવાભાવી અને હોશિયાર છે. ત્યાંના માણસોનાં ઓળખાણમાં તેમનાં નામ, હોદ્દા તથા તેઓ શું કામ કરે છે, વગેરે દુભાષિયો અંગ્રેજીમાં અમને કહી બતાવતો હતો.

વિમાન એક કલાક રોકાવાનું હતું. તેટલા વખત માટે વિમાનમથક ઉપર બાંધેલા રેસ્ટોરાંમાં અમને મોટરમાં લઈ ગયા. ત્યાં અમને સુંદર ફળો તથા હિંદના જેવી જ ચીની મીઠાઈઓ તથા ચા આપવામાં આવ્યાં. ચીનમાં ચા ડગલે ને પગલે હોય છે. મહેમાનોને ખાંડ અને દૂધ વગરની ઉકાળેલી લીલી ચા આપવાનો રિવાજ છે. પીનારાઓ સ્વાદનાં સારાં વખાણ કરે છે. સ્વાગત કરવા આવનાર છોકરીઓએ ચીની ભાષાનું રાષ્ટ્રગીત ગાયું. રાગ પણ સુંદર હતો અને થોડું નૃત્ય પણ બતાવ્યું.

વિમાન ઊપડવાનો વખત થયો એટલે અમે ગયા અને

અંદર બેઠા કે તરત જ એ ઊપડયું. સાંજના ચાર સાઢા ચાર વાગે અમારું વિમાન પેકિંગ ઍરોડ્રોમ પર પહોંચ્યું, ત્યારે ત્યાંના પ્રધાનો, આગેવાનો, વિદ્યાર્થીઓ તથા બીજાઓ અમારા સ્વાગત માટે આવેલા હતા.

વિમાનમાંથી ઊતરતાં જ હું આગળ હોવાથી વિદ્યાર્થીઓએ લશ્કરી ઢબે ફૂલની છડી આપીને મારું સ્વાગત કર્યું અને ત્યાંના એક પ્રધાને હાથ મિલાવતાં હસતાં હસતાં પ્રેમપૂર્વક મને કહ્યું: “ મિ. મહારાજ! તમે તો અમારાં ગામડાં જોવા આવ્યાં છો. અમને એની ખબર છે. તમારે માટે ગામડાં જોવાની અને ચીનના સાધારણ માણસોને ઘેર રહેવાની સગવડ થઈ જશે. તમે ગમે ત્યાં ફરી શકશો. ” આ બધું જાણીને મને બહુ જ નવાઈ લાગી. હું ચીનનાં ગામડાં જોવા આવ્યો છું એની એમને ખબર પડી ગઈ હતી.

'અમારી સાથેના બધાનું ખૂબ ભાવભીનું સ્વાગત કર્યું અને બંને બાજુ પર હારબંધ ઊભા રહેલા ‘ શાન્તિ અમર રહો'ની ગર્જના કરતા વિદ્યાર્થીઓની વચમા થઈને અમને મોટરમાં બેસાડયા.

અમારી મોટર પેકિંગને રસ્તે ચાલવા માંડી. ઍરોડ્રોમથી આશરે પાંચેક માઈલ દૂર પેકીંગ શહેરમાં આવ્યા. રસ્તામાં અનાજ, મકાઈ અને જુવારનાં ખેતરો જોતા જોતા પહોંચ્યા. શહેરની પહેલી છાપ એવી પડી કે એ ખૂબ મોટું પણ જૂની ઢબનું ગામડાંએ ઘટેલું હોવું જોઈએ. સડકો મુખ્ય સિવાય બહુ સારી નહીં. પણ અંદરના મધ્ય ભાગમાં એની રોનક સારી હતી. અમને પેકિંગ હોટેલમાં મુકામ આપ્યો હતો ત્યાં

પહોંચ્યા. એ હોટેલ બહુ મોટી હતી. ત્યાં બે ઓરડીમાં અમને ચાર જણને ઉતારો આપેલો હતો. મારી સાથે મનહરભાઈ હતા અને સાથેની ઓરડીમાં યશવંતભાઈ તથા ઉમાશંકર હતા.

☆

## ચીનની દીવાલ

આપણી નિશાળોમાં દુનિયાની અજાયબી જેવી ગણાતી સાતઆઠ બાબતોમાં એક ચીનની દીવાલ પણ ગણાવાય છે. શાન્તિ પરિષદને હજી થોડાક દિવસની વાર હતી એટલે પરિષદ પહેલાં અમને એક દિવસ આ દીવાલ જોવા લઈ ગયા.

એ દીવાલનો અમે જોવા ગયા તે ભાગ પેકિંગથી નજીકમાં નજીક ઉત્તરે પચાસ માઈલને અંતરે આવેલો છે.

મોંગોલિયન લોકો ચીન દેશમાં ચડી આવતા હતા ત્યારે તેમની સામે રક્ષણ માટે એ દીવાલ બનાવેલી. એ ૧૫૦૦ માઈલ લાંબી અને ૨૨ ફૂટ જેટલી પહોળી છે. આટલું બધું ભગીરથ કાર્ય તે જમાનામાં લોકોએ કેવી રીતે કર્યું હશે તે વિચારતાં આપણા દિલમાં તેમની હિંમત, આવડત અને પુરુષાર્થ વિષે માનની લાગણી પેદા થયા વિના રહેતી નથી.

આપણા દેશમાં તાજમહાલ દુનિયાની અજાયબીઓમાં એક ગણાય છે અને તે જોતા પણ આપણને આશ્ચર્ય થાય છે આવું અદ્ભુત કાર્ય કેવી રીતે કર્યું હશે એમ મનમાં થાય છે. પરંતુ તે તાજમહાલ બાંધવામાં મજૂરોનાં આંસુ ભરેલાં છે, કેમકે મજૂરોને પૂરતી રોજી મળેલી નહીં એમ ઇતિહાસ કહે છે. આ દીવાલ પાછળ દેશના રક્ષણની દૃષ્ટિએ લોકોએ સંપીને પુરુષાર્થ કરેલો દેખાય છે.

ચીનની દીવાલ મોટા ડુંગરોને મથાળે ડુંગરના ચઢાવ-ઉતારના ઢાળ પ્રમાણે બાંધેલી છે. પથ્થરની પંદરથી સોળ ઇંચ લાંબી અને દસ ઇંચ પહોળી એવી ઈંટો ઘાટબંધ બનાવીને ચણતરમાં ઉપયોગ કર્યો છે. આ દીવાલ અત્યારે જોકે કેટલીક જગ્યાએથી ખખડી ગઈ છે છતાં પણ ભવ્ય દેખાય છે. બાંધતી વખતે દીવાલને મોટા મોટા ડુંગરો ઉપરથી છેક નીચે ખીણમાં ઉતારવી અને ત્યાંથી વળી છેક ઉપર લઈ જવી એ કંઈ સામાન્ય વાત નથી. તે જમાનાના એ એંજિનિયરો કેવા હશે ? કેટલા માણસોને કામે વળગાડ્યા હશે ? અને જંગલોમાં ખાવાપીવાની વ્યવસ્થા કેવી રીતે કરી હશે ? વિશેષમાં માથા ઉપર દુશ્મનોનો જબરદસ્ત ભય હોવા છતાં આવું ભગીરથ કામ કર્યું તેનો વિચાર કરતાં તો એનું ચણતર કરનારાઓને ધન્યવાદ આપવા ઘટે છે. હું એની ઉપરના એક ઊંચા શિખરે ચડ્યો. પહેલાં હાંફ ચડે તેવું હતું. ચડવામાં હિન્દુસ્તાનના ભાઈઓ ઉપરાંત દુનિયાના ઘણા દેશના પ્રતિનિધિઓ સાથે હતા. દીવાલનો ફોટો લેવાની પહેલેથી જ મનાઈ હતી.

એ ત્રણ કલાક સુધી પહાડ પરની દૂર દૂર લંબાતી દીવાલ જોઈ, આસપાસનો પ્રદેશ પણ જોયો. દેખાવ ભવ્ય હતો. પહાડ ઉપર વનસ્પતિ પણ જાતજાતની હતી. આપણા દેશના જેવાં સાગ, સાદડ, વાંસ વગેરેનાં ઝાડ જોવા મળેલાં નહીં. ચીનનાં જે ઝાડ લાંબાં ઊંચાં થાય છે, તે અગાઉ ડુંગરોનાં જોવા મળ્યાં હતાં. અહીં તો એ પણ નહોતાં. અહીં નવાઈની વાત એ છે કે પક્ષી ખાસ જણાતાં નથી. ભાગ્યે જ બે ચાર પક્ષીઓ જોયાં હશે. એવું જ કૂતરાંનું છે. અહીં કૂતરાં બહુ ઓછાં છે. ભાગ્યે જ

કોઠ જણાય છે. માખી પણ નથી. ચણીબોરના છોડ ખૂબ હતા. બોર વીણીને સુકવણી કરવાનો રિવાજ છે. બોરાં સારાં થાય છે.



## સરકારી ભોજન સમારંભ

ચીનના પ્રમુખ માઓ ત્સે તુંગની સહીથી તા. ૩૦મી સપ્ટેમ્બરે સાંજના સાત વાગ્યે ચીનની સરકાર તરફથી રાજભવનમાં જમવાનું આમંત્રણ બહાર પડેલું હતું; તેથી ત્યાં જવા તૈયાર થયા. ખાણા વખતે રાત પડી ગઈ હતી, એથી એ સ્થાન અને આસપાસની જગા ત્યારે તો ખાસ ન જોઈ શકયા. પરંતુ એક તળાવકિનારા ઉપર સરસ બગીચા વચ્ચે આ ભવન આવેલું હતું. કેટલીક ચોકીઓ વટાવી અમે અંદર ગયા. એક ભવ્ય દીવાનખાનું, જેમાં અમારે બધાને માટે જમવાની વ્યવસ્થા કરી હતી, તેમાં બે હજારથી વધુ માણસોને જમવાને નોતર્યા હતા. તેમાં ચીનના આગેવાન દેશભક્તો, મહેનતુ ખેડૂતો, શોધખોળ કરનાર પ્રવીણો, પરદેશમાં વસતા ચીનાઓના પ્રતિનિધિઓ, લડાઈમાં બહાદુરી બતાવનાર સૈનિકો વગેરે હતા. પરદેશના એલચીઓ, મુખ્ય સરકારી કર્મચારીઓ પણ હતા. અમારા જેવા દેશવિદેશના પરોણાઓ પણ હતા.

વ્યવસ્થાનું તો પૂછવું જ શું? શાકાહારી માટે જુદો વિભાગ હતો. તેમાં અમે વીસપચીસ જણ હતા.

બરાબર સવા સાત વાગ્યે માઓ ત્સે તુંગ, ડૉ. સુન-યાટ-સેનનાં પત્ની તથા પ્રધાનમંડળના સભ્યો સૌ સાથે આવ્યાં. બધા જ લોકો ઊભા હતા. તેમણે તાળીઓના ગડગડાટથી

તેમને વધાવી લીધાં. માઓ બહુ જ સાદા અને મજબૂત બાંધાના તેજસ્વી પુરુષ છે. ૫૭–૫૮ વર્ષની ઉંમર હોવા છતાં માથા ઉપર ધોળો વાળ દેખાતો ન હતો. સામાન્ય ચીનાઓ પહેરે છે તેવો ભૂરા રંગનો લેંઘો અને કોટ એવો પોશાક પહેરેલો હતો. કેટલાંક સૂત્રો બોલાયાં. એક કલાક ચાલેલાં સૂત્રો અને તાળીઓના ગડગડાટ વચ્ચે ભોજન પૂરું થયું. છેલ્લે સવા આઠ વાગ્યે ભોજન સમારંભમાંથી તેઓ ગયા પછી વડાપ્રધાન, સેનાધિપતિ ચુ તેહ, માદામ સુન–યાટ–સેન તેમજ અન્ય પ્રધાનો બધા ટેબલે ફરી ગયાં. માઓ સીધા ચાલી ગયા હતા. સમારંભમાં બધાને ઊભા ઊભા જ જમવાનું હતું. બે કલાક આ ઉત્સવમાં ગાળ્યા પછી અમે મુકામ ઉપર આવ્યા.

અમારી પરિષદની બેઠકો આ સ્થળે જ મળી હતી એની પાછળથી ખબર પડેલી.

☆

## આઝાદીનો ઉત્સવ

તા. પહેલી ઑક્ટોબરે ચીન પોતાની આઝાદીનો ચોથો વાર્ષિક દિન ઊજવતું હતું.

એ એક મોટી ધામધૂમનો દિવસ હતો. નૂતન ચીનને મુક્તિ મળ્યે ત્રણ વર્ષ પૂરાં થયાં. આજે ચોથું બેસતું હતું. આ દિવસ માટે રાજ્ય અને જનતા બંની કેટલાયે દિવસથી તૈયારી કરી રહ્યાં હતાં. આગલે દિવસે લોકો આખી રાત જાગ્યા હતા. લોકોનો ઉત્સાહ અને એમની તૈયારીનું વર્ણન હું શું કરું? લખવાની ટેવ નથી એટલે વર્ણન લખી શકીશ નહીં છતાં થોડી વાત લખું છું.

તે દિવસે સવારમાં નાસ્તો કરી પરવારી રહ્યા એટલે સાડા આઠ વાગ્યે અમને ખાસ જગ્યાએ બેસવા માટેના બિલ્લા આપવામાં આવ્યા. અમને મોટરમાં લઈ જવામાં આવ્યા એ સ્થળ અમારા રહેવાના મકાનની પાસે જ હતું, પરંતુ મુખ્ય રસ્તો બંધ હતો તેથી પાછળ ફેરવીને જૂના રાજમહેલમાં થઈને લઈ ગયા. આખો રાજમહેલ દેખાવમાં ભવ્ય હતો. આખો તો અમે જોયો નહીં પણ એ મહેલમાં લોખંડ નામે વપરાયું નથી. એક મોટા બગીચામાં આ મહેલ હતો. તેમાં રાજકુટુમ્બની સહેલગાહ માટે ફરતી નહેર હતી. આ નહેરમાં રાજકુટુમ્બનાં માણસો હોડીઓ લઈને ફરતાં. અંદરનો વૈભવ જૂના સમયમાં કેવો હશે એ તો કેમ કહી શકાય ? આજે તો આખો મહેલ પ્રજાના ઉપયોગમાં લેવામા આવ્યો છે. એમાં કેટલીક સંસ્થાઓ ચાલે છે. કેટલીક સરકારી કચેરીઓ પણ એમાં છે. ઉપરાંત શ્રમજીવીઓના આમોદપ્રમોદ તેમ જ શિક્ષણ અને સંસ્કાર માટે ઉપયોગમાં આવે તે માટે પણ ઘણો ભાગ કાઢી આપ્યો છે. માઓ અને તેમનું પ્રધાનમંડળ સામાન્ય આવાસોમાં રહે છે.

અમને અમારે મુકામેથી લઈ જઈ મહેલના વિશાળ ઝરૂખાની નીચે ઊંચા પ્લેટફોર્મ ઉપર ઊભા રાખ્યા. એ પ્લેટફોર્મ ઉપર આશરે પ્રત્યેક હજાર માણસો ઊભા રહ્યા હતા. અમને જણાવવામાં આવ્યું કે બધા થઈને ઓછામાં ઓછા દશેક લાખ માણસોએ આ સમારંભમાં ભાગ લીધેલો. પ્લેટફોર્મની ઉપર ઝરૂખામાં માઓ ત્સે તુંગ અને થોડાક પ્રધાનો ઊભા હતા. ૭૦ વર્ષની ઉંમરના લશ્કરી વડા શ્રી ચુ તેહ જ્યાં લશ્કરી પરેડ થવાની હતી ત્યાં પહેલાં જીપ ગાડીમાં ફરી આવ્યા.

એમને બધાએ તાળીઓથી વધાવ્યા. પછી એક પછી એક એમ ઘણી લશ્કરી ટુકડીઓ મહેલના છેડેના દરવાજા પર થતી જ્યાં માઓ ઊભા હતા તેની નજીક થઈને તેમને સલામી આપતી પસાર થઈ. આ એક લશ્કરી ટુકડીમાં આશરે ૨૫૦ સૈનિકો હશે. પછી નૌકાદળ, હવાઈ દળ અને છત્રીદળની ટુકડીઓ પોતાની છત્રીઓ તથા જરૂરી સરંજામ સાથે આવી. છેવટે લશ્કરી તાકાત બતાવતાં વિમાનો પણ પસાર થયાં.

ચીનને મુક્તિ મળ્યા પછી સ્ત્રીઓને ખૂબ સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે. તેનું પારણું કરાવતી હોય તેમ લશ્કરી પોશાકમાં છોકરીઓ આવી ગઈ. પછી રંગબેરંગી પોશાકવાળું છોકરા–છોકરીઓનું આશરે વીસ હજારનું ટોળું આવ્યું. તેમના પછી ઘોડેસવાર ટુકડીઓ આવી. ચીનના ઘોડા કદમાં નીચા છે. પૂંછડામાં વાળ ખૂબ હોવાથી તેમનાં પૂંછડાં શિયાળની પૂંછડી જેવાં જાડાં લાગે છે. તે પછી દરેક ખાતાના પ્રધાન, કારકુનો, પટાવાળાઓ વગેરેનું એક જુલુસ આવ્યું. કામદારો પોતે જે જે કારખાનામાં કામ કરતા હતા તેના માલના નમૂનાઓ સાથે આવ્યા. પછી કારીગર વર્ગ–સુથાર, લુહાર, મોચી વગેરે પોતે બનાવેલા માલના નમૂનાઓ લઈને પસાર થયા. ખેડૂતોનું પણ એક મોટું જુલુસ અનાજ, શાકભાજીના નમૂના, કપાસના છોડ, નેતાઓના ફોટાઓ, માહિતી દર્શાવતાં પોસ્ટરો તથા નવીન શોધના નમૂનાઓ વગેરે લઈ સૂત્રો પોકારતું સરઘસાકારે આવ્યું. બૌદ્ધધર્મના સાધુઓનું સરઘસ આવ્યું. કવિઓ, કલાકારો પોતપોતાના સંકેતો લઈને આવ્યા. નૃત્યકારો, સિનેમાનાં નટનટીઓ વગેરેનું રંગબેરંગી કપડાં પહેરેલું ટોળું

આવ્યું. છેલ્લે આમજનતાનું બહુ વિશાળ ટોળું હાથમાં ફૂલની કલગીઓ, શાન્તિની નિશાની તરીકે કબૂતરનાં ચિત્રો, કેટલાં તો જીવતાં કબૂતરો વગેરે લઈને આવ્યાં. જીવતાં કબૂતરો ઉડાડવામાં આવ્યાં.

ત્યાં તો આઘે થંભી રહેલું ચીનનું યૌવનપૂર જાણે વહેવા માંડયું. યુવકો, યુવતીઓ, નાના મોટા વિદ્યાર્થીઓ સરઘસાકાર ભરપૂર ઉત્સાહમાં, વાવટાઓ લહેરાવતાં, સૂત્રો લલકારતાં, નેતાઓનો જય પોકારતાં, કબૂતરો ઉરાડતાં અમારી નજીક આવ્યાં. એમનાં તંદુરસ્ત બદન, મોં પરની સુરખી, અને એમનો ગણવેશ–બધું જોઈને અમે પ્રસન્નતા અનુભવતા હતા. એક વિદ્યાર્થીએ અને એક વિદ્યાર્થિનીએ દોટ મૂકીને જ્યાં આગળ પ્રમુખ માઓ ઊભા હતા ત્યાં પહોંચી જઈને સલામી સહિત ગુલછડી ધરી. માઓએ બંનેને પોતાની પડખે ઊભાં રાખી સૌની સલામી ઝીલી આવું ભવ્ય સરઘસ પસાર થયું છતાં ક્યાંય ધમાલ, ધક્કામુક્કી કે ઘોંઘાટ ન મળે. પ્રજાની અપ્રતિમ શિસ્તનું એ પારખું હતું.

આઝાદી દિનના આ મહોત્સવે રાજ્ય અને પ્રજાના હૃદય-ઐક્યની અમને પ્રતીતિ કરાવી.

✱

# પેકિંગની શાન્તિ પરિષદ

અમે ચીનમાં શાન્તિ પરિષદમાં ભાગ લેવા ગયા હતા. એટલે એ પરિષદનો થોડોક ખ્યાલ હવે આપીશ.

એશિયાઈ અને પાસિફિક મહાસાગર પર આવેલા તમામ દેશોની આ પરિષદ હતી એટલે ચીન ઉપરાંત ભારત, પાકિસ્તાન, ઈરાન, તુર્કસ્તાન, ઑસ્ટ્રેલિયા ખંડ, જાપાન, કોરિયા, હિંદી ચીન, બ્રહ્મદેશ, ફિલિપાઈન્સ, ઉત્તર અમેરિકા, કૅનેડા, દક્ષિણ અમેરિકા, એશિયાઈ રશિયા વગેરે પ્રદેશોના મળી કુલ ૪૩૮ પ્રતિનિધિઓ આ પરિષદમાં ભાગ લેવા ચીનની રાજધાની પેકિંગમાં આવ્યા હતા. ઉપરાંત ઈંગ્લંડ, ફ્રાન્સ વગેરે દેશોમાંથી ખાસ આમંત્રણથી કેટલાક શાન્તિ કાર્યકરો આવ્યા હતા. પરિષદ પ્રથમ તો ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૫૨ થી શરૂ થવાની હતી. પણ જે દેશોમાથી પ્રતિનિધિઓ આવવાના હતા તે બધા દેશોની સરકારો કંઈ આ શાન્તિ આંદોલનને પ્રોત્સાહન આપનારી નહોતી. કેટલીક તો સ્પષ્ટપણે વિરોધી હતી. એથી ઘણા પ્રતિનિધિઓ પાસપોર્ટ મળ્યો કે ન મળ્યો તેની પરવા કર્યા વિના પોતાના દેશમાંથી નીકળી ગયા હતા અને લાંબું ચક્કર ખાઈને કોઈ પણ રીતે ચીનમાં આવી પહોંચ્યા હતા. ઘણા બધા તો વાટમાં હતા; પણ ૨૫ મી સપ્ટેમ્બરે વેળાસર આવી પહોંચે એવી સ્થિતિ નહોતી. તેથી પરિષદની પૂર્વતૈયારી કરનાર સમિતિની બેઠક બોલાવીને પરિષદની તારીખ ફેરવવી કે નહીં તે સંબંધી ચર્ચા કરવામાં આવી. આવનારાઓ આવી શકે એ રીતે પરિષદની તારીખ ફેરવવી એવો નિર્ણય થયો એટલે એક સૂચન થયું કે જગતશાંતિ

માટે જીવનભર મથનાર મહાત્મા ગાંધીજીનો જન્મદિન બીજી ઑક્ટોબરે આવે છે તે દિવસથી પરિષદના કાર્યનો આરંભ કરવો ઉચિત થશે. આપણા દેશના પ્રતિનિધિઓને તો આ સૂચન ગમે, પણ બીજા દેશોના પણ અનેક પ્રતિનિધિઓએ ઊભા થઈ થઈને એ સૂચનને વધાવી લીધું. પરિણામે ગાંધીજીના જન્મદિનથી પરિષદનો મંગલારંભ કરવો એવો નિર્ણય સર્વાનુમતે લેવાયો.

શાંતિ પરિષદ રાજમહેલમાં, જ્યાં ચીનની ધારાસભા બેસે છે એ ખંડમાં ભરવામાં આવી હતી. ઠંડીને કારણે તે ખંડ આખો યાંત્રિક રીતે ગરમ બનાવેલો હતો અને બે હજાર માણસો ખુરશી ટેબલ સાથે બેસી શકે તેટલો વિશાળ હતો.

વીજળીની બત્તીઓ આંખને આંજી નાખે એટલા પ્રમાણમાં હતી. જુદા જુદા દેશોના પ્રતિનિધિઓ એકબીજાનાં વ્યાખ્યાનો અને ચર્ચાઓ સમજી શકે એ માટે દરેક પ્રતિનિધિ પાસે એક ઇયર ફોનની વ્યવસ્થા કરી હતી. વ્યાખ્યાન આપનાર પોતે પોતાની ભાષામાં બોલે તેની સાથે સભાખંડના ઉપલા ભાગમાં બેઠેલા ભાષાન્તર કરનારાઓ પણ તરત આઠ જુદી જુદી ભાષામાં બોલવા લાગતા હતા.

દરેક પ્રતિનિધિ માટે આઠ ભાષા સાંભળી શકાય તેવા જોડાણવાળું એક સ્વિચબોર્ડ હતું, અને જેને જે ભાષામાં સાંભળવું હોય તે ભાષા સાથે પ્લગ વ્યવસ્થા હતી.

પ્રમુખમંડળના વ્યાસપીઠની પાછળ પરિષદમાં ભાગ લઈ રહેલા ૩૮ દેશોના રાષ્ટ્રધ્વજો ગોઠવેલા હતા. આ પરિષદમાં થોડા ગણ્યાગાંઠ્યા દેશો સિવાય બાકીના ઘણા દેશોનાં ભાઈ-

બહેનો હાજર રહ્યાં હતાં. ૩૮ દેશોના ૪૩૮ પ્રતિનિધિઓ આવ્યા હતા, તેમાં આપણા દેશનાં ૫૬ ભાઈબહેનો હતાં. પરિષદનું ઉદ્ઘાટન ચીનના રાષ્ટ્રપિતા ડૉ. સુન–યાટ–સેનનાં પત્નીએ (ચાંગ કાઈ શેકનાં પત્નીનાં બહેને) કર્યું હતું.

આ પરિષદનો કોઈ એક પ્રમુખ ચૂંટાયો નહોતો પણ જુદા જુદા દેશોના પ્રતિનિધિઓના અગ્રેસરોનું બનેલું એક પ્રમુખમંડળ રચવામાં આવ્યું હતું દેશની વસ્તી અને પ્રતિનિધિમંડળનું કદ તેમાં લક્ષમાં રાખવામાં આવતું હોવું જોઈએ. આપણા પ્રતિનિધિમંડળમાંથી ત્રણ જણને પ્રમુખમંડળ માટે ચૂંટવામાં આવ્યા: ડૉ. સૈફુદ્દીન કીચલુને, ડૉ. જ્ઞાનચંદને, અને મને. કુલ અગિયાર દિવસ પરિષદ ચાલી તેમાં પ્રમુખમંડળમાંથી દેશવાર અમુક દિવસે અમુક બેઠકમાં અમુક જણા પ્રમુખ તરીકે બેસે એમ ગોઠવવામાં આવ્યું હતું.

પરિષદનું સંચાલન પણ સંપૂર્ણ લોકશાહી ઢબે કરવામાં આવ્યું હતું. પરિષદનું કામકાજ સવારના શરૂ થતું તે ઘણી વાર તો મોડી રાત સુધી ચાલતું. વચમાં જમવાનો અને આરામનો થોડો સમય મળે એ જ. પરિષદે કરવાના ઠરાવો અંગે જે સૂચનો થયાં હતાં તે પ્રમાણે પ્રતિનિધિઓને જુદાં જુદાં કમિશનો પસંદ કરી લેવાનું જણાવવામાં આવ્યું હતું. હું કોરિયાના પ્રશ્ન અંગેના કમિશનમાં ગયો. પણ અહીં મુશ્કેલી પડી. મારી સાથે યશવંતભાઈ ન હોવાથી ભાષા હું બહુ સમજી શક્યો નહીં. ઉમાશંકરે સાંસ્કૃતિક વિનિમયનું કમિશન પસંદ કર્યું હતું, મનહરભાઈએ આર્થિક વિનિમયનું કમિશન પસંદ કર્યું અને યશવંતભાઈએ પાંચ મહાસત્તાઓ શાંતિકરાર કરે તે

અંગેનું કમિશન પસંદ કર્યું. આ કમિશનોમાં પૂરા ચર્ચાને અંતે જે મુસદ્દો સૌને માન્ય થાય તે તૈયાર થતો. જ્યાં સુધી એક જણને પણ વિરોધ હોય ત્યાં સુધી અનેક દૃષ્ટિથી ચર્ચાઓ થતી અને સૌનું સમાધાન થાય એવો મુસદ્દો પછી ઠરાવ રૂપે પરિષદની ખુલ્લી બેઠકમાં મત માટે આવે એવો ક્રમ હતો. પણ તે પહેલાં એ એટલી બધી ચાળણીમાં ચળાયો હોય કે ખુલ્લી બેઠકમાં ચર્ચાને અવકાશ ભાગ્યે જ રહેતો. આવી રીતે કુલ બાર ઠરાવો પરિષદે પસાર કરેલા, જેમાં દેશ-દેશ વચ્ચે મુક્તપણે સંસ્કારોની અદલાબદલી થાય, મુક્તપણે માલસામાનની લેવડદેવડ થાય, કોઈ દેશ બીજા દેશને દબાવે નહીં અને દરેક દેશ સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ભોગવે, સ્ત્રીઓ અને બાળકો નિર્ભય બને અને જગતમાંથી યુદ્ધને કાયમની વિદાય દેવા પાંચ મહાસત્તાઓ નિર્ણય કરે કે અમે તમામ ઝઘડાઓની પતાવટ વાટાઘાટોથી કરીશું અને યુદ્ધ તો હરગિજ કરીશું નહીં, એને લગતા ઠરાવો મુખ્ય હતા.

અનેક ધર્મો, અનેક પ્રજાઓ અને અનેક રાજકીય વિચારસરણીઓના પ્રતિનિધિઓ પરિષદમાં એકત્ર થયા હતા. પણ સૌને એક જ ઝંખના હતી કે જગતમાંથી યુદ્ધ નાબૂદ થવું જોઈએ અને બધી પ્રજાઓ સુખશાંતિ અને સુલેહમાં રહીને આબાદ થવી જોઈએ. આ ગજ વડે બધા પ્રશ્નો મપાતા હોવાથી નિર્ણયોમાં એકવાક્યતા પણ આસાનીથી સધાતી હતી.

એથી જ પેકિંગના ઉત્કટ શાંતિઝંખનાના વાતાવરણમાં હિંદ અને પાકિસ્તાનનાં પ્રતિનિધિમંડળોએ એક સંયુક્ત નિવેદન પરિષદ સમક્ષ પેશ કર્યું, જેમાં કાશ્મીરનો પ્રશ્ન બંને દેશો

વાટાઘાટોથી પતાવે અને લશ્કરો રાખવા પાછળ અત્યારે બંને દેશો ધૂમ પૈસો ખરચે છે તે બીજાં મહત્ત્વનાં રચનાકાર્યો પાછળ ખરચે. વળી પરદેશીઓની ઘાલમેલ પણ ઓછી થવા દે. આ નિવેદન એવી ગંભીર શુભનિષ્ઠાથી પેશ થયું હતું કે સારાયે સમુદાય પર એની ભારે ચમત્કારિક અસર થઈ હતી અને દિવસો સુધી વિદેશી મિત્રોએ એ પ્રસંગને સંભાર્યો હતો.

જે દેશોને યુદ્ધનાં અનેકવિધ કષ્ટોનો પ્રત્યક્ષ અનુભવ થયો હતો તેમના પ્રતિનિધિઓએ પોતપોતાના દેશોની યુદ્ધ-જન્ય પરિસ્થિતિનાં હૈયું પિગળાવી નાખે તેવાં કારમાં બયાન રજૂ કર્યાં હતાં. કોરિયાની યાતનાઓનો પાર જ નહોતો. કોરિયામાં એક પણ ઘર સલામત રહ્યું નહોતું. લોકો ખાઈઓમાં, ખીણોમાં, પહાડોની કરાડોમાં, બખોલોમાં અને ખંડિયેરોમાં રહેતા હતા. ગમે ત્યારે ગમે ત્યાં બૉમ્બ પડવાની ધાસ્તી સેવતાં તેઓ ઘર ચલાવતા, નિશાળો ચલાવતા અને ખેતરો ખેડતા. માતાઓ અને બાળકોની નિર્દય કતલ ચલાવવામાં આવતી હતી. સ્ત્રીઓ પર અમાનુષી અત્યાચારો ગુજરતા હતા. આ બધું સાંભળીને યુદ્ધ કેટલી બધી પશુતા, અનીતિ અને સંહારનું મૂળ છે તેનો રૂંવાડાં ખડાં કરી દે એવો અનુભવ થયો. મલાયામાં બ્રિટિશો અને વિયેટનામમાં ફ્રેન્ચો પણ જે ઘોર સિતમ ગુજારે છે તેની કહાણીઓ સાંભળવા મળી. અમેરિકાએ જાપાનને કેવું પોતાની એડી નીચે દબાવી રાખ્યું છે તે પણ જાણ્યું. દક્ષિણ અમેરિકાના ઉપર ઉપરથી સ્વતંત્ર કહેવાય એવા દેશો પર પણ અમેરિકાનું કેવું આર્થિક અને લશ્કરી વર્ચસ્વ છે તે એ દેશોના પ્રતિનિધિઓના કહેવાથી બરાબર સમજાયું.

પોતાના માલનો નિકાલ કરવા, આર્થિક હરીફાઈમાં પોતાનો હાથ ઉપર રાખવા, કે પછી બીજા દેશો પર સરસાઈ ભોગવવા કેવાં કેવાં કરતૂકો ચાલે છે તેનો આ પ્રત્યક્ષ પદાર્થપાઠ હતો પ્રજાઓને તો આવી હોંસાતોંસીમાં રસ નથી હોતો, અને થોડાક સત્તાધારીઓનો જ આ પ્રપંચ હોય છે એ હકીકત યુદ્ધની ઘટનાને માનવ જગતની અતિ કરુણ ઘટના બનાવે છે. જે રોકી શકાય એમ છે તે પણ રોકાતું નથી એ કેવી વિષમતા ! આ વિશ્વશાંતિ આંદોલનની એક મુખ્ય નેમ એ છે કે પ્રજાઓને તેમની યુદ્ધ રોકવાની શક્તિથી વાકેફ કરવી અને યુદ્ધવિરોધી પ્રજામત તૈયાર કરવો.

પરિષદમાં દેશદેશના અગ્રણી પ્રતિનિધિઓએ પોતાના દેશની સ્થિતિ વિશે અથવા તો યુદ્ધ નિવારવા અને શાન્તિ સ્થાપવા શું કરવું ઘટે તે વિશે પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં હતાં મારે બોલવાનો પ્રસંગ આવતાં મેં જે ભાષણ આપ્યું હતું તે આખું નીચે ઉતાર્યું છે. મૂળ ગુજરાતી ઉપરથી ઉમાશંકરે એનું હિંદી કર્યું હતું અને મેં હિંદીમાં એ ભાષણ વાંચી સંભળાવ્યું હતું. એનું અંગ્રેજી યશવંતભાઈએ કર્યું હતું અને તે પરથી બીજી સાત ભાષાઓમાં એનો તરજુમો થયો હતો :

અધ્યક્ષ મહાશય, બહેનો અને ભાઈઓ,

આ પરિષદ ત્રણ રીતે મારી દૃષ્ટિએ મંગલમય છે. એક તો એનું ઉદ્ઘાટન એક મંગલમય દિને થયું છે, જગતના મહાન શાન્તિસ્થાપકોમાંના એક એવા મહાત્મા ગાંધીનો આજે જન્મદિવસ છે. બીજું જે ભૂમિમાં આ પરિષદ મળી રહી છે તે મંગલ ભૂમિ છે. અહીં મહાન નેતા માઓ ત્સે તુંગની સરદારી

હેઠળ નૂતન ચીનની પ્રજા નિશ્ચય અને ખંતથી તમામ આપત્તિઓની સામે હિંમતભેર ઝૂઝી રહી છે અને શ્રમના મહત્ત્વની સ્થાપના કરીને થોડા સમયમાં એણે જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે તે આખી દુનિયાને, કંઈ નહીં તો એશિયાની પ્રજાને, પ્રેરણા આપ્યા વિના રહેશે નહીં. ત્રીજી વસ્તુ એ કે, આપણે એક અત્યંત મંગલ કાર્ય માટે મળી રહ્યા છીએ: આપણે શાંતિ માટે, એશિયાની અને સારા જગતની શાંતિ માટે, મળી રહ્યા છીએ.

એક હિન્દી તરીકે સ્વાભાવિક રીતે આજે મને અમારા રાષ્ટ્રપિતા ગાંધીજીનું સ્મરણ થાય છે. જીવનના છેલ્લા શ્વાસ સુધી જગતની કાયમી શાંતિ માટે એ ઝંખતા હતા એમના વિચાર અને આચારના કેન્દ્રમાં શાંતિ જ હતી. ખોટા દેશાભિમાનથી કે સંકુચિત રાષ્ટ્રવાદથી એમણે ક્યારેય પણ પોતાના ધ્યેયને દૂષિત થવા દીધું નથી. એ કહેતા હતા કે દુનિયાની સારી સારી વસ્તુઓ સમાજની સહિયારી છે, અને માણસજાતે એની ન્યાયી વહેંચણી કરીને એ ભોગવવાની છે. મૂઠીભર માણસોને કે એકાદ રાષ્ટ્રને એના પર ઇજારો ન હોવો જોઈએ. આ ધ્યેય તેઓ અહિંસાથી સિદ્ધ કરવા માગતા હતા કેમકે તમામ પ્રકારનાં યુદ્ધ અને હિંસાની નાબૂદી તેઓ ઇચ્છતા હતા.

ગાંધીજીના જગતશાંતિના વિચારો અમારા પ્રધાનમંત્રી પં. જવાહરલાલ નેહરુ પણ ધરાવે છે અને જગતશાંતિની રક્ષા માટે તેઓ સતત પ્રયત્ન કરી રહ્યા છે.

હિંદની આબાલવૃદ્ધ આમજનતા શાંતિ જ ચાહે છે અને યુદ્ધને તિરસ્કારે છે. હું માનું છું કે દરેક દેશમાં આમજનતા તો શાંતિ માટે જ તલસે છે.

પરંતુ ઇચ્છા કરવા માત્રથી શાંતિ અવતરે નહીં. આપણે એને માટે ભગીરથ પુરુષાર્થ કરવો પડશે. કાયમી જગતશાન્તિની રચના વિશ્વવ્યાપી, સામાજિક ન્યાયની ભૂમિકા ઉપર જ થઈ શકે. સમાજના એક ભાગનું બીજા ભાગથી અને એક રાષ્ટ્રનું બીજા રાષ્ટ્રથી શોષણ થતું હોય ત્યાં સુધી શાન્તિ આવી ન શકે. શોષણના દરેક પ્રકારનો અંત આવી જવો જોઈએ અને ન્યાયી સમાજરચનાનો ઉદય થવો જોઈએ કેમકે અસમાનતા અર્થાત બીજાની મહેનતના ફળની ચોરી એ જ શાંતિ માટે ખરેખર ભયરૂપ છે. આપણે એવો સમાજ જોઈએ છે, કે જેમાં દરેક વ્યક્તિ સમાજ–કલ્યાણ માટે મથે અને પોતાના માનવબંધુઓ માટે પ્રાણ પાથરે.

થોડાક સમયમાં શાન્તિ વિષેના મારા વિચારો આપની સમક્ષ પૂરેપૂરા રજૂ નહીં કરી શકું પણ આખી દુનિયાની અનેક પ્રજાઓનું પ્રતિનિધિત્વ ધરાવતી આ સંભાવિત પરિષદ સમક્ષ એકબે વાતો રજૂ કરવાની ઇચ્છા થાય છે.

નવા શાંતિમય જગતની રચના સામાજિક ન્યાયની ભૂમિકા ઉપર આપણે કરીએ ત્યારે આક્રમણના બધા જ જ્ઞાત પ્રકારોથી આપણે દૂર રહેવું જોઈએ અને અહિંસક વ્યવહારના ક્ષેત્રને ઉત્તરોત્તર વિસ્તૃત કરવું જોઈએ. કેમકે હું માનું છું કે શાન્ત મન અને ભાવથી જ શાન્તિ સિદ્ધ થઈ શકે. ગેરસમજ ન થાય એ માટે અહીં કહી લઉં કે તમામ પ્રકારનાં આક્રમણોનો પ્રતિકાર તો થવો જ જોઈએ. મારા મત પ્રમાણે અહિંસક પ્રતિકાર શ્રેષ્ઠ છે પણ જેને માટે એ શક્ય ન હોય તેણે કાયર તો ન જ થવું જોઈએ.

આ કારણે કોરિયા, મલાયા, વિયેટનામ વગેરે જે એશિઆઈ દેશો પોતાના સ્વાતંત્ર્ય માટે હિંમતથી લડી રહ્યા છે તેમના પ્રત્યે મારું હૃદય સમભાવથી ઊભરાય છે. કોરિયા, મલાયા અને વિયેટનામના નિર્દોષ શાન્તિપરાયણ લોકો ઉપર જે અમાનુષી અત્યાચારો ગુજરી રહ્યા છે તે માનવ ઇતિહાસનું એક શરમજનક પ્રકરણ છે. પોતાની સ્વતંત્રતા, એકતા અને ગૌરવ માટે વિદેશી આક્રમણકારોનો સામનો કરી રહેલા એશિયાઈ દેશોના શાંતિપ્રિય પ્રજાજનોને હું ધન્યવાદ આપું છું.

ખાસ કરીને કોરિયાની યાતનાઓને જોઈને આક્રમણકારો પ્રત્યે મારું દિલ સમસમી રહ્યું છે. કોરિયાની પ્રજા એક અને અવિભાજ્ય છે. સત્તાકાંક્ષી યુદ્ધખોરોએ આજે જોકે કોરિયાની એકતામાં ફાચર નાખી છે તોપણ દુનિયાની કોઈ પણ સત્તા ઉત્તર અને દક્ષિણ કોરિયાને વિખૂટાં રાખી શકશે નહીં. એટલે એક એવો વિશ્વવ્યાપી પ્રજામત આપણે કેળવવો જોઈએ, કે જેથી અમેરિકાને કોરિયામાંથી પોતાનું સૈન્ય પાછું ખેંચવું જ પડે અને કોરિયાની ધરતી ઉપર ચીનના સ્વયંસેવકોની હાજરીની પણ જરૂર ન રહે.

જે બહાનાં હેઠળ એશિયાઈ વિસ્તારોમાં આજે આક્રમક સત્તાઓ નિર્દોષ પ્રજાજનો પર વિનાશ વરસાવી રહી છે તે પાયા વિનાનાં અને જૂઠાં છે એ વાત સાવ ઉઘાડી પડી ગઈ છે.

તમામ પ્રજાઓને પોતપોતાનું શાંતિમય સ્વતંત્ર જીવન જીવવાનો હક્ક છે એ હકીકત કાયમને માટે દૃઢતાથી સ્થાપવાની જરૂર છે. જે દુષ્ટ બળો પ્રજાઓના આ કીમતી અધિકારને છીનવી

લેવાની કોશિશ કરે તેમનો પ્રતિકાર કરવો જોઈએ. દુનિયામાં સર્વત્ર પ્રજાઓને અનિષ્ટનો પ્રતિકાર કરવાની અને એ અનિષ્ટોનો પરાજય કરવાની તાલીમ આપવી જોઈએ, અને દુનિયાને શાંતિપ્રિય, પ્રામાણિક અને શ્રમજીવી લોકો માટે સલામત બનાવવી જોઈએ.

પોતાની પૂરી તાકાતથી માણસ જ્ઞાનપૂર્વક શ્રમ કરે અને આખા સમાજને દૃષ્ટિમાં રાખીને તેના ફળનો ઉપભોગ કરે. શ્રમપૂર્વક જીવવાની અને પોતાની મહેનતના ફળને કોઈ લૂંટવા આવે તો એનો પ્રતિકાર કરવાની આખા સમાજને તાલીમ આપવાથી કાયમી જગતશાંતિનો પાયો રચી શકાશે.

બીજી વાત એ કે ભોગની નહીં પણ ત્યાગની ભાવના પર આપણે ભાર દેવો જોઈએ. આપણે ઊંડું વિચારીશું તો માલૂમ પડશે કે આજે દુનિયાની શાંતિનો ભંગ કરનારાં તત્ત્વો અમર્યાદ ભોગની વાસનાથી પ્રેરાયેલાં છે. પૂંજીવાદી શોષણ દૂર થાય એની સાથોસાથ એની અંદર પડેલી અમર્યાદ ભોગની વાસના પણ નાબૂદ થઈ જાય એ જરૂરી છે. એમ કરવાથી જ માનવજાતની શાન્તિને ભયમાં મૂકનારાં તત્ત્વોનો નાશ થશે.

એક સાદા ખેડૂત કાર્યકર કરીકે મને જે થોડા વિચારો સૂઝયા તે મેં આપ સમક્ષ રજૂ કર્યા છે. એની યોગ્યાયોગ્યતા આપ વિચારી લેજો.

અંતે અમારા દેશમાં કેટલાયે સૈકાઓથી ગવાતા શાંતિમંત્ર પ્રત્યે, એમાંની શાંતિવિષયક પાંચ ભાવનાઓ પ્રત્યે, આપનું ધ્યાન ખેંચીને પરિષદની સફળતા ઇચ્છું છું.

આપણું સાથે રક્ષણ થાઓ.
આપણે સાથે ઉપભોગ કરીએ.
આપણે સાથે પુરુષાર્થ કરીએ.
આપણું જ્ઞાનોપાર્જન પ્રકાશક બનો.
આપણે એકબીજાનો દ્વેષ ન કરીએ.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## શાંતિ પરિષદની પૂર્ણાહુતિ

તા. ૧૨ મી ઑક્ટોબરે રાત્રે સવા ત્રણ વાગ્યે પરિષદનું કામકાજ પૂરું થયું ત્યાર પછીનો દેખાવ ભવ્ય હતો. આઠ આઠ અને દસ દસ વર્ષનાં સુંદર હૃષ્ટપુષ્ટ બાળકો હાથમાં ફૂલની છાબડીઓ લઈને ફૂલો ઉછાળતાં હસતાં, રમતાં અને કૂદતાં એટલી ઝડપથી બધા પ્રતિનિધિઓ વચ્ચે ફરી વળ્યાં કે એ જોઈ સૌને ખૂબ સાનંદાશ્ચર્ય થયું. પછી વીસ વીસ વર્ષની વયનાં યુવાનો અને યુવતીઓ ક્રમબદ્ધ ગોઠવાઈને રાષ્ટ્રગીત ગાવા લાગ્યાં. તે વખતે તેઓ ઘણી જાતનાં ચીની વાદ્યો વગાડતાં હતાં (મારો વિષય નહીં એટલે એનાં નામ હું જાણતો નથી). એમાં કેટલાંક વાદ્યો એવાં હતાં કે જે આપણા દેશમાં છે નહીં. વાદ્યો તેઓ બહુ સરસ રીતે વગાડતાં હતાં. આ કાર્યક્રમ અર્ધો પોણો કલાક ચાલ્યો. રાત્રે ચાર વાગ્યે કાર્ય પૂરું થયું.

પરિષદે અમારા મન ઉપર ઉત્તમ છાપ મૂકી. ત્યાં આખી દુનિયાનો મેળો ભરાયો હતો. એ જોવાનો તો એક લાભ હતો

જ, પણ દુનિયાની પ્રજાઓની ઊંડી શાંતિઝંખનાની પણ ત્યાં પ્રતીતિ મળી. પરિચયો થયા, નવું નવું જાણવાનું મળ્યું તે પણ કંઈ જેવો તેવો લાભ નહોતો. પણ સૂર્વને માથે ધીર, કાર્યરત ચીની પ્રજાના દર્શનનો લાભ રહેલો હતો. આ પરિષદ પણ એની શાન્તિપ્રિયતા અને વ્યવસ્થાશક્તિનું ઉત્તમ પ્રતીક હતી.

શાન્તિ પરિષદની પૂર્ણાહુતિ પછી પેકિંગ છોડવાને આગલે દિવસે એટલે કે તા. ૧૯ ઑક્ટોબર, ૧૯૫૨ ને રોજ પરિષદ સંબંધી મન પર જે છાપ પડી હોય તે વિષે રેડિયો પર બોલવાનું કહેવામાં આવતાં મેં જે કહ્યું તે નીચે આપ્યું છેઃ

"પેકિંગમાં બીજી અને બારમી ઑક્ટોબર વચ્ચે એશિયાઈ અને પ્રશાંત વિસ્તારોની મળેલી શાંતિ પરિષદ વિષે મારા મન પર પડેલી છાપ સંબંધે મારે આજે રેડિયો પર કંઈક કહેવું એમ સૂચવવામાં આવ્યું છે. એ પરિષદમાં એક ભાગ લેનાર તરીકે હું એમ કહેતાં ગર્વ અનુભવું છું કે એને અપૂર્વ સફળતા મળી છે.

"મહાત્મા ગાંધીજીના એક નમ્ર અનુયાયી તરીકે એમના સઘળા પવિત્ર આદર્શો સફળ નીવડે એવી શ્રદ્ધા હું હમેશાં સેવતો આવ્યો છું. અને શાંતિ કરતાં પવિત્ર આદર્શ બીજો કયો હોઈ શકે? એટલે આ પરિષદમાં ભાગ લેવા આવવા માટે મેં મારો દેશ છોડ્યો ત્યારે પણ આ પરિષદની સફળતા વિષે મારા મનમાં કશી શંકા ન હતી, કેમકે આ પરિષદ જગતશાંતિના મહાન આદર્શની સિદ્ધિ માટે મળતી હતી. પરંતુ પરિષદે ખરેખર જે સફળતા પ્રાપ્ત કરી તે તો મારી મૂળ ધારણાને ક્યાંય ટપી જાય તેવી છે.

"કોઈ પણ પરિષદમાં બધા પ્રતિનિધિઓ અને નિરીક્ષકો ગા મળે અને પ્રશ્નોની ચર્ચા કરે અને સર્વસંમત નિર્ણય ર આવતાં સુધી એની છણાવટ થયા જ કરે એ મારા અભિપ્રાય માણે સંપૂર્ણ લોકશાહી પદ્ધતિ છે. એ પ્રમાણે આ પરિષદમાં ણુ થયું. તેમાં દરેકનું કહેવું સાંભળવામાં આવ્યું હતું. ત્યાં વાયેલા એકેએક નિર્ણય પર દરેકની સંમતિની મહોર લાગી તી. પ્રમુખમંડળોની બેઠકોમાં તેમજ ખુલ્લા અધિવેશનમાં ણુ સમયનો પ્રશ્ન ગૌણ ગણવામાં આવ્યો હતો. પ્રત્યેક પ્રતિનિધિ ઃસંકોચપણે પોતાનું વક્તવ્ય રજૂ કરી શકે તો સમગ્ર વિચારણાને વો મહત્ત્વનો ફાળો મળી શકે એ દૃષ્ટિને પ્રાધાન્ય આપવામાં ાવ્યું હતું. એટલે એકેએક દૃષ્ટિબિંદુને ધ્યાનથી સાંભળવામાં ાવ્યું હતું અને એ દરેકની માનપૂર્વક ચર્ચા થઈ હતી. જ્યાં ાક્ય હોય ત્યાં એ દરેક દૃષ્ટિબિંદુને સમગ્ર નિર્ણયમાં અવકાશ રી આપવામાં આવ્યો હતો. આ રીતે દરેક નિર્ણય માટે સર્વસંમત ૂમિકા તૈયાર કરવામાં આવી હતી. અર્ધી કરતાં વધુ દુનિયાના ાતિનિધિઓ અને તે પણ જ્યાં આવડી મોટી સંખ્યામાં એકત્ર ાયા હોય અને એ સૌ વિવિધ રીતરિવાજો અને સંસ્કારો ારાવનારા હોય એ સંજોગોમાં બધા ઠરાવો સર્વાનુમતે પસાર ાય એ જ એક મોટી સિદ્ધિ છે. આથી એમ પુરવાર થાય ે કે શાંતિનું ધ્યેય સૌને સાંધનારું અને વિવિધ તત્ત્વોને એકત્ર ાસવા માટે અનુકૂળતા કરી આપનારું બળ છે.

"આ પરિષદે અમારી આંખ પણ ઉઘાડી નાખી હતી. અમે આવ્યા હતા તો નૂતન ચીનમાં, પણ અહીં દીઠી આ ખ ્નિયા અને એવી દુનિયા. દીઠી કે જે યુદ્ધના ભયથી ઘેરાયેલી

હોવા છતાં પોતાની અને યુગો દરમ્યાન સમગ્ર માનવજાતે સંચિત કરેલી સિદ્ધિઓને ફળદાયી બનાવવાની ભરપૂર આશા સેવતી હતી. કોરિયા, મલાયા, જાપાન, વિયેટ્નામ વગેરે દેશોમાં આક્રમણના જે પ્રકારો અજમાવાય છે તે વિષે સામાન્ય ખ્યાલ મેળવેલો, પણ મધ્ય પૂર્વ અને દૂર પૂર્વમાં જે જુલમ પ્રવર્તી રહ્યો છે, તેનું વાસ્તવિક સ્વરૂપ પરિષદમાં અમારી સમક્ષ રજૂ થઈ ગયું, એટલું જ નહીં પણ દક્ષિણ અમેરિકાની યાતનાઓની પણ અમને જાણ થઈ. દક્ષિણ અમેરિકાનું અસ્તિત્વ અમારે મન કેવળ નકશા ઉપર જ હતું, પણ આક્રમણકારોએ લાદેલી આર્થિક ગુલામીમાંથી મુક્ત થવા તલસતા જીવતા માનવીઓ ત્યાં વસે છે તેનું ભાન પણ પરિષદે કરાવ્યું.

“આ પરિષદની મોટામાં મોટી સફળતા મારે મન કોઈ હોય તો તે એ કે અમારા અંતઃકરણને તેણે જાગ્રત કર્યું અને વર્તમાન જગતની ભયાનક વસ્તુસ્થિતિનો અમને પરિચય કરાવ્યો. આ પરિષદે બીજી પણ એક વાત અસંદિગ્ધ રીતે પુરવાર કરી તે એ છે કે દુનિયામાં બધે સ્થળે વસતી પ્રજાઓ તો શાંતિ જ ઝંખે છે. તેઓ રાજકીય અને આર્થિક મુક્તિ માગે છે, જેથી સૌ પ્રામાણિકપણે રોટલો રળીને શાંતિથી પડોશીઓ તરીકે સાથે રહી શકે.

“શાંતિ દ્વારા સલામતીની ભાવના પેદા થાય તો જ માનવજાત કલ્યાણ અને પ્રગતિ સાધી શકે એ હકીકત આ પરિષદે દૃઢ રીતે સ્થાપિત કરી છે. પરિષદનો આ સંદેશ આપણા હૃદયમાં સંઘરીને આપણે સૌ પોતપોતાના દેશમાં પાછા ફરીએ અને સર્વત્ર એનો ફેલાવો કરીએ. જગતશાંતિના સિદ્ધાંત પાછળ

જે ગંભીર કલ્પના છે તે અર્થહીનતામાં કે દાંભિક ઉચ્ચારણમાં સરી ન પડે એ વિશે સાવધ રહીએ.

"નૂતન ચીન જે રીતે શાંતિ માટે મથે છે તે રીતે આપણે સૌ મથીએ. નૂતન ચીનની પ્રજામાં અને ખાસ કરીને ઊગતી પ્રજાના હૃદયમાં મેં શાંતિ કોતરાયેલી દીઠી છે. નૂતન ચીનને મન શાંતિ એ વાસ્તવિક વસ્તુ છે. એ સ્થિતિ સર્વત્ર પ્રસરે એમ હું ઇચ્છું છું. અમારા દેશમાં માત્ર પરંપરાથી નહીં પણ એના હાડમાં શાંતિ વ્યાપી રહી છે. તેના એક નાગરિક તરીકે પરિષદના સંદેશને અને નૂતન ચીનની આકાંક્ષાઓને હું સફળતા ઇચ્છું છું.

"શાંતિ અમર રહો!"



## રાજમહેલ અને ત્યાંનું પ્રદર્શન

પરિષદ પૂરી થયા પછી અમે નવરા થઈ ગયા. હવે પેકિંગ છોડતાં સુધી ચીનની રાજધાનીમાં આવેલી મહત્ત્વની સંસ્થાઓ અને જોવાલાયક ઐતિહાસિક કે સાંસ્કૃતિક સ્થાનોનો તેમજ મહત્ત્વની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનો પરિચય અમારે કરવાનો હતો. તે અનુસાર તા ૧૭ મી ઑક્ટોબરે અમે પેકિંગનું સુપ્રસિદ્ધ મ્યૂઝિયમ જોવા ગયા. મ્યૂઝિયમ જૂના રાજમહેલમાં જ આવેલું હતું. રાજમહેલ જોવા ત્રણ વખત ગયો હતો. એક વખત રાત્રે પણ ગયો હતો. પરંતુ એ વિસ્તાર એટલો બધો મોટો છે કે તેની પૂરી ખબર પડે તેમ નથી. આજેય ખૂબ ફર્યો પરંતુ પૂરો ન જોઈ શક્યો. સાંભળ્યું છે કે એમાં દસ ફૂટની ઊંચી

બેસણીવાળાં અને એક એક માળનાં હજાર જેટલાં ભવ્ય મકાનો આવેલાં છે. આ વિસ્તાર અહીં 'પ્રતિબંધિત શહેર' તરીકે ઓળખાય છે. તેની પાછળ ફરતો કોટ છે. તેની આસપાસ પચીસ ત્રીસ ફૂટ પહોળી ખાઈ છે. તેમાં પાણી ભરેલું છે. અત્યારે તેમાં સહેલગાહ માટે હોડીઓ ફરે છે.

એમાંના ત્રણ ખંડમાં (રાજા બેસતો તે મહેલ, ન્યાય કરતો તે બીજો મહેલ અને ત્રીજા એક મહેલમાં) માઓની સરકારે પ્રદર્શન ગોઠવેલું છે. ત્રણેમાં ઈ. સ. પૂર્વે ૨૦૦૦ થી માંડી ઈ. સ. ૧૯૧૧ સુધીની ચીની કલા અને કારીગરીની વસ્તુઓ રાખવામાં આવી છે. તેમાં પ્રાચીન ચીનની છાપવાની કળા, એ સમયની શાહી, કાગળ, લિપિ, રેશમની શોધો વગેરેના નમૂના છે. ઉપરાંત ચિનાઈ માટીનાં વાસણો, પથ્થરનાં હથિયારો, પથ્થર અને ધાતુની સુંદર પ્રતિમાઓ, ધાતુનાં પાત્રો, વાંસની બનાવટો, હાંથીદાંતની ગૂંથેલી સાદડી વગેરે જોવાલાયક વસ્તુઓ હતી.

આટલા બધા મહેલોનો શો ઉપયોગ થતો હશે ? એ શા સારુ બંધાયા હશે ? એકલો રાજા જ જ્યારે આટલા બધા મહેલો વાપરતો હશે ત્યારે પ્રજાને ભોગે એ કેટલો બધો વૈભવ ભોગવતો હશે ? ઈ. સ. ૧૯૧૧ માં સુન-યાટ-સેને પ્રેરેલી ક્રાન્તિએ ચીનને સ્વતંત્રતા અપાવી ત્યારથી આ મહેલો રાજાના હાથમાંથી ગયા. ત્યાર પછી એ જાપાનના કબજામાં આવ્યા. પણ તેઓ એ લાંબો સમય ભોગવી શક્યા નહિ. આજે એ બધા માઓ સરકારના કબજામાં છે, અને તેમનો હવે સાર્વજનિક ઉપયોગ થાય છે. એમાંથી કેટલોક ભાગ મજૂરોના સંસ્કારમહેલ તરીકે વપરાય છે. બધું જોઈને અમે એક વાગ્યે પાછા આવ્યા.

હું પેકિંગમાં એક ઔદ્યોગિક પ્રદર્શન જોવા પણ ગયો હતો. તેનું ચિત્રકામ તથા કોતરકામ જોયું ત્યારે મને ખૂબ આનંદ થયો. જ્યાં હજી યંત્રોનો પ્રવેશ નથી થયો ત્યાં આવી કલાકારીગરીનાં દર્શન થાય છે. આપણા દેશમાં યંત્રોએ આપણી એ શક્તિનો નાશ ઝપાટાબંધ કરવા માંડ્યો છે. ત્યાં હજી યંત્રોનો પ્રવેશ નહિવત્ છે તેથી ત્યાં આવી કલાકારીગરી વિશાળ પ્રમાણમાં પડેલી ઠેર ઠેર જણાય છે. હવે ત્યાં યંત્રોનો પ્રવેશ વધવા લાગ્યો છે. પછી શું થશે? કોણ જાણે. મને એક ઠેકાણેથી વાંસ અને કાગળની બનાવેલી છત્રી ભેટ મળી છે. એમાં લોખંડનો તાર પણ નથી. બધું વાંસનું છે, અને કપડાને ઠેકાણે કાગળ છે. અરે, ચીનાઓ પંખા, ચટાઈઓ વગેરે મોટાં શહેરોમાં વેચે છે, એ બધી ત્યાંની બનાવટ હોય છે. એ ચીજો કેટલી બધી સોંઘી હોય છે! એટલી બધી સોંઘી શી રીતે આપતા હશે? આશ્ચર્ય થાય તેવું છે અને મારા મનમાં પણ એક કોયડારૂપ છે. પણ ત્યાં એવો નિયમ થઈ ગયો છે કે જે ચીજો પરદેશ વેચવાની હોય તે વસ્તુઓ સરકાર જરૂર પડ્યે ખોટ ખાઈને પણ સોંઘી આપે છે અને પોતાના દેશમાં વાપરવાની હોય તેના ભાવ વિશેષ રાખે છે, અને પોતાના વપરાશની હાથઉદ્યોગની ચીજ મોંઘી લેવામાં ગૌરવ માને છે. પરદેશમાં તો બજારભાવ પ્રમાણે ચીજ વેચવાની હોય એટલે સોંઘી આપવી પડે; તો જ પરદેશનો માલ આપણને મળી શકે, એવું એ લોકો સમજતા થયા છે. આ કેવી ઉમદા સમજ અને સ્વદેશભક્તિ!

અમને ત્યાંનાં લોકનૃત્યો પણ જોવા મળ્યાં. લોકો નવરા હોય છે ત્યારે આવાં નૃત્યો કરે છે. નૃત્ય વખતે સુંદર સુરીલાં

ગીતો ગાય છે. ગીતોના રાગો સુંદર હોય છે. પણ પૂછતાં ખબર પડી કે એમાં ભાષા છે જ નહીં. માત્ર આરોહ, અવરોહ અને આપણા સા રે ગ મ જેવા ત્યાંના સૂરો જ છે છોકરા–છોકરીઓ સાથે જ નૃત્ય કરે છે. નૃત્યમાં ખોટા ચાળાચટકા કે હાવભાવ નથી હોતા, પરંતુ મર્દાઈને છાજે એવા ઢંગથી અને બધા જ અવયવોને કસરત મળી રહે તે રીતે અંગમરોડ તેમજ નૃત્ય થાય છે. આવી રીતે ગામડાંમાં લશ્કરના જે માણસો જાય છે, તેમની છાવણીઓ હોય છે. તેઓ પણ લોકોનાં ખેતરોમાં જરૂર પડે ત્યારે કામ કરે છે અને નવરાશે તેઓ આવાં નૃત્યોમાં પણ સહજ રીતે ભળે છે. નવરાશ વખતે મનોરંજન કરવાનો આ એક વિષય છે.

## ચીનનાં સિનેમા–નાટકો

આપણે ત્યાંનાં સિનેમા–નાટકો પ્રજાઘડતરનું કામ બહુ ઓછું કરતાં દેખાય છે. લાભને બદલે નુકસાન કરતાં હોય એવું આજે તો દેખાય છે. એટલે અહીંનાં નાટક–સિનેમા જોવા જવાનું કદી મન થતું નથી અને ગયો પણ નથી. ચીનમાં પણ એવું જ હશે એમ માનેલું. પણ નાટક જોઈ આવેલા એક મિત્રે અભિપ્રાય આપ્યો કે આપણે ત્યાંનાં નાટકો અને આ નાટકો વચ્ચે તો આસમાનજમીનનો ફરક છે. ત્યાર પછી તો મેં એક નહીં પણ ત્રણ નાટક જોયાં.

મેં જોયું કે નાટકની બાબતમાં એમની પાસે સ્પષ્ટ દૃષ્ટિ છે. જે જાતનો સમાજ એમને રચવો છે, જે જાતનાં મૂલ્યાંકનો એમને

રજૂ કરવાં છે એના પડઘા પાડે એવાં જ ચિત્રો પ્રજા આગળ ધરવાનો ત્યાં રિવાજ છે. ત્યાંના કાઢી નાખવા લાયક પ્રચલિત રૂઢિરિવાજો પ્રત્યે અણગમો પેદા થાય, અને નવા સુધારા માટે સદ્ભાવ જાગે એવાં જ દશ્યો એમાં જોવા મળે. આજે દેશમાં સાદાઈની જરૂર છે, આજે દેશમાં વધારે ઉત્પાદનની જરૂર છે, આજે દેશમાં શ્રમની પ્રતિષ્ઠાની જરૂર છે, તો એ માટે જરૂરી ગુણો ખીલે એવાં જ ચિત્રો રજૂ કરવાં જોઈએ. મોજશોખ, વિલાસિતા, નફાખોરી વગેરે પ્રત્યે સૂગ અને જુગુપ્સા પેદા થાય એવા જ ભાવો એમાં આલેખવામાં આવે છે.

મારા જેવાને પણ એ ચિત્રો જોયા પછી વારંવાર જોવાનું મન થતું હતું, કેમકે હું જોઈ શકતો હતો કે એ ચિત્રો જોઈને ત્યાંની પ્રજા બેઠી થતી હતી.

ત્યાં તો છાપાં, પુસ્તકો, ચિત્રો બધું આવી સાફ દૃષ્ટિ રાખીને જ તૈયાર કરવામાં આવે છે.

કલા—ગીત નૃત્ય, અને નાટક—લોકોના જીવનમાં એટલી બધી એકરસ થઈ છે કે ત્યાંની ખેતરોમાં કામ કરતી બહેનો કે ભાઈઓ પણ કેટલીક વખત નાટકો ભજવે છે. રાત્રે નાટક કરનાર જુવાનોને દિવસે ખેતરોમાં કામ કરતા જોઈએ ત્યારે આપણને એ કલ્પના પણ ન આવે કે આણે તે વળી આવું સુંદર પાત્ર ભજવ્યું હશે! એટલું જ નહીં પણ આપણે ત્યાં નાટક, વાર્તા કે ગીતો એકાદ ઓરડામાં બેસીને લખનારા હોય છે, જેમના લખાણને અને સાચા જીવનને કશો મેળ નથી હોતો. જ્યારે ત્યાં તો દિવસ અને રાત બધા વચ્ચે ખભેખભા મેળવીને કામ કરનારો માણસ નાટકો લખે છે અને ભજવે

છે. આથી એ નાટક–સિનેમામાં એક પ્રકારની વાસ્તવિકતા આવે છે. કોઈ પણ જાતની અતિશયતા કે અવાસ્તવિકતા આવે તો એની ટીકા કરનારા એની સામે જ ખડા હોય છે.

ત્યાંની સરકારની નેમ સિનેમા–નાટક મારફત લોકોનું મનોરંજન કરાવવું એટલી જ નથી, પણ ચોક્કસ ધ્યેય તરફ લઈ જઈ નવો સમાજ રચવાની છે. એથી વિરોધી હોય એવી કોઈ પણ ચીજ પ્રજા પાસે રજૂ ન થાય, એની એ લોકો ખાસ દરકાર રાખે છે. પ્રજાકેળવણીનાં બધાં સાધનો એ નવો સમાજ ઘડવા માટે જ વપરાય છે. 

ઝડપી પ્રગતિ કરવી હોય તો આવું કર્યા વિના ચાલે જ નહીં. જે ખેડૂતને ખેતરમાંથી સુંદર પાક લેવો છે એણે એના ખેતરને ફરતી મજબૂત વાડ રોપવી જ પડે. જેને કશું પેદા નથી કરવું એ જ ખેતર ભેલાડી શકે છે. આપણે જો આપણું ખેતર ભેલાડવા દેવું ન હોય તો આમાંથી પાઠ લેવા જેવો છે.

★

## ન્યાયતંત્ર અને ડિસ્ટ્રિક્ટ કોર્ટ

પેકિંગની બાવીસ લાખની વસ્તીમાં ગયા વર્ષમાં ફક્ત ચાર ક્રિમિનલ ગુના થયા હતા, એ સાંભળીને મને ભારે આશ્ચર્ય થયું હતું. ત્યાંનું સામાન્ય પ્રામાણિકતાનું ધોરણ પણ ઊંચું જણાયું. માણસ હસ્તે વળગેલો હોય અને પેટ પણ ભરેલું હોય તો ગુનાનું પ્રમાણ બેશક ઘટે.

મને ત્યાંની ન્યાયપદ્ધતિ સમજવાની તીવ્ર ઇચ્છા હતી પણ જોગ ખાતો નહોતો. આખરે છેક પેકિંગ છોડવાને દિવસે

જોગ ખાધો અને ન્યાય કોર્ટ જોવા માટે અમને લઈ ગયા. અદાલતની વાત પણ જાણવા જેવી છે. કોર્ટમાં ફી અને સ્ટેમ્પ નથી. ખાનગી વકીલ નથી. ન્યાયાધીશ પાસે કેસની હકીકતો એકઠી કરવા માટે માણસો રાખવામાં આવ્યા હોય છે. વાદી-પ્રતિવાદીનો કેસ સાંભળ્યા પછી તે બંનેની હકીકતો ન્યાયાધીશના માણસો એકઠી કરે છે. એ હકીકતો પરથી ન્યાયાધીશ ન્યાય કરે છે. ન્યાય કરતાં પહેલાં ન્યાયાધીશ એકઠી કરેલી હકીકત પ્રતિવાદી આગળ મૂકે છે. મેળવેલી હકીકતની સત્યતા સિદ્ધ થયા પછી આપણે ત્યાં જેમ વકીલની મારફત ગોખાવેલા સાક્ષીઓ કાગળ પર નોંધાય છે, અને તેના ઉપર જેમ ન્યાય થાય છે, તેવો ન્યાય અહીં થતો નથી. અહીં દેહાંતદંડની શિક્ષા છે, પરંતુ કરવાનો વારો ભાગ્યે જ આવે છે. માઓ સરકારનો હુકમ છે કે કોઈ પણ માણસને ફાંસીનો હુકમ થયા પછી બે વર્ષ સુધી ફાંસી દઈ શકાય નહીં. તે અરસામાં તેનામાં વિચારપરિવર્તન થયેલું જણાય તો તેની ફાંસીની સજા મોકૂફ રાખવામાં આવે છે. અહીં રાષ્ટ્રવિરો ' ' કરનારાઓ માટેની કોર્ટ અલગ હોય છે. તેમાં ફાંસીની સજા હોય છે.

અમે જોવા ગયા તે ત્યાંની ઉપલી કોર્ટ હતી. આપણી ડિસ્ટ્રિક્ટ કોર્ટ કે હાઈકોર્ટ સાથે એને સરખાવી શકાય તેના મુખ્ય ન્યાયાધીશે અમારું સ્વાગત કર્યું અને ચીનની ન્યાય-પદ્ધતિની થોડી વાતો કહેતાં જણાવ્યું કે તાલુકા કોર્ટમાં જે કેસના ચુકાદા અપાયા ન હોય અથવા તો જેના વિષે અસંતોષ હોય તે કેસો આ કોર્ટમાં ચાલે છે. અત્યારે અહીંના વિભાગમાં ચાર કોર્ટો છે. નવી ત્રણ વધારીને સાત કરવાની છે. જેથી

લોકોને ન્યાય મેળવવા માટે બહુ રાહ જોવી ન પડે. અહીં ન્યાય કરતી વખતે એક વસ્તુ એ ધ્યાનમાં રાખવામાં આવે છે કે બધા લોકો સમજદાર અને ભલા છે, માત્ર સંજોગોને વશ થઈને તેમને કોર્ટમાં આવવાનું થતું હોય છે. એટલે અમે એમના સંજોગો સમજીને કેસની પતાવટ કરીએ છીએ. અહીં વકીલો નથી, કેમકે ધંધાદારી વકીલોને શુદ્ધ ન્યાયની પડી હોતી નથી, માત્ર પૈસાની પડી હોય છે. ગમે તેમ કરી જૂઠું બોલાવીને પણ કેસ જિતાડવાની તેમની નેમ હોય છે. તેથી અમે કોર્ટમાં વકીલ મારફતે કેસની પતાવટ કરતા નથી.

અમે ગયા તે વખતે કોર્ટમાં આઠ કેસ ચાલતા હતા તે જોવા અમને લઈ ગયા. ત્યાં એક મોટા હૉલમાં ઠીક ઠીક સંખ્યામાં બાંકડા પડ્યા હતા. અહીં આ કોર્ટની અંદર ન્યાયાધીશને મદદ કરવા માટે કેટલાક માણસોનો સ્ટાફ હતો. ઉપરાંત સામાજિક કાર્ય કરનારી જાહેર સંસ્થાઓના કાર્યકરો– મુખ્યત્વે બહેનો–પણ હાજર હતા. પ્રથમ નવો કાયદો સમજાવવામાં આવતો અને તે પછી શું કરવાથી પક્ષકારો ઝઘડો ટાળી મેળ સાધે તે વિચારાતું. ઘણુંખરું સમાધાન થઈ જતું. વાદી-પ્રતિવાદીના કેસ સાંભળ્યા પછી એમના કેસની નબળાઈઓ તપાસાય. તપાસમાં ખૂબ મહેનત લેવામાં આવે. કેટલીક વખત તો કેસની તપાસ વાદીપ્રતિવાદીને ઘેરથી અને ગામડાંમાંથી મેળવવામાં આવે છે. આ બધું બહુ ધીરજથી સમજવા માટે પ્રયાસ થાય છે. વાદીપ્રતિવાદીઓના વાલીઓ જો વધારે સમજુ હોય તો વાદીપ્રતિવાદીઓને બદલે તેમની મારફતે પણ પતાવટ થાય. છેવટે પતાવટ થાય એમ હોય તો તેમ અને ન થાય

એમ હોય તો તેની ખરી હકીકત બંનેના તરફથી મુખ્ય ન્યાયાધીશ આગળ રજૂ થાય. એના ઉપરથી ન્યાયાધીશ સમભાવ અને બુદ્ધિપૂર્વક વસ્તુસ્થિતિ સમજી ફેંસલો આપી દે. આ કોર્ટના ચુકાદા સામે અપીલ કરવી હોય તો ઉપલી અદાલતમાં અને તેની સામે અપીલ કરવી હોશ તો સરકારમાં થઈ શકે છે. આવી કોર્ટો દરેક વિભાગમાં હોય છે. આપણે ત્યાં દિલ્હીમાં છે, તેમ એક જ ઠેકાણે સુપ્રીમ કોર્ટ નહીં, પણ ચીનના મુખ્ય વિભાગોમાં બધે આવી સુપ્રીમ કોર્ટની શાખા હોય છે. કોર્ટમાં પાઈનું પણ ખર્ચ થતું નથી. આપણે ત્યાં ગામડામાં જે પંચ ભરાય છે અને ભાંજગડો થાય છે તેવી જ પરંતુ વધુ સભ્યતાપૂર્વક અહીં ભાંજગડ કરવામાં આવે છે, એટલો જ ફેર છે.



## કાયદાનું બળ–લોકકેળવણી

ચીનની સરકારે કેટલીક બાબતોમાં કડકાઈ પણ કરી છે. નવો ચીલો પાડવા માટે અને જૂની અન્યાયી રીતરસમો તોડવા માટે એણે સખતાઈ પણ કરી છે. પરંતુ કાયદાપાલનનું સાચું બળ લોકકેળવણીમાં છે એનું ત્યાંના વહીવટદારોને પૂરું ભાન છે. આથી લોકમત કેળવવા માટે એમણે અનેક યુક્તિઓ અજમાવી છે. નાટક, સિનેમા અને ઉત્સવો તો નવી ઢબે ગોઠવ્યા છે જ, પણ જે જાતની સમાજરચના કે ફેરફાર એ કરવા માગતા હતા એ માટેની હવા એમણે દેશભરમાં ફેલાવી છે. ખેડૂતો, બહેનો, કેળવણીની સંસ્થાઓ, આ બધાનો ઉપયોગ એમણે પ્રજાના વિચારો ફેરવવા માટે કર્યો છે.

સમજદાર એવા લાખો ખેડૂતોને ખંતીલા કાર્યકરોએ ગામડે ગામડે ફરીને નવી સમાજરચનાની કલ્પના આપવાનો પ્રયાસ કર્યો છે. જુદાં જુદાં ધંધાદારી મંડળોમાં પણ એવી રીતે વિચાર વહેતો મુકાયો હતો કે થોડા વખતમાં આખો સમાજ એ વિચારને ટેકો આપવા લાગી જાય. એના પ્રચાર માટે જેટલાં સાધનો મળે એ બધાંનો એક સાથે ઉપયોગ કરવામાં આવે. ત્યાંનાં અખબારો, પુસ્તકો, ગીતો, બધું એક જ દિશાનું વહેણ બતાવતાં હોય.

આ રીતે એક વાર અનુકૂળ વાતાવરણ થાય એટલે એનો કાયદો ઘડાય અને એ કાયદો થયો એટલી એની જાહેરાત ગામે ગામે થાય. નક્કી થયેલા સમયે ગામે ગામે સંમેલનો થાય અને એ વખતે થયેલા કાયદાની વિગતો સમજાવવામાં આવે. જ્યાં સહેજે ન પહોંચી શકાય તેવા અંદરના ભાગમાં પણ હરેક યુક્તિથી એ બધી વાતો સમજાવવામાં આવે. દરેક ગામમાં ભાગોળે એક ઊંચો માળો બનાવવામાં આવ્યો હોય છે. ત્યાં ધ્વનિવર્ધક ભૂંગળાથી બધા નવા આદેશો અને સૂચનાઓ ગામલોકોને સંભળાવવામાં આવે છે.

એકેએક નાગરિક એ વખતે નાનકડું સ્ટૂલ લઈને સૂચના સાંભળવા આવે. એ સાંભળી લીધા પછી હાજરી પુરાય અને શું સમજ્યા એની પણ પૂછપરછ થાય. જે હાજર ન રહે એનો જવાબ પણ માગવામાં આવે.

કેન્દ્રમાંથી આવેલાં એકેએક હુકમ અને સૂચનાથી ગામડાનો નાનામાં નાનો માણસ પણ જાણકાર રહે એવો ત્યાંનો પ્રબંધ છે. અને આ બધું ત્યાંની સ્થાનિક ભાષામાં ચાલતું હોય છે. એથી એ

સમજવામાં કોઈને મુશ્કેલી નથી પડતી અને રાજકારણના નાના મોટા બધા પ્રશ્નો એમની સમક્ષ આ રીતે ચર્ચાતા રહેતા હોવાથી પ્રજાની સમજ પણ ખીલે છે.



## પેકિંગની યુનિવર્સિટી

પેકિંગમાં હતા તે દિવસોમાં એક દિવસ બપોરે જમીને ત્યાંની યુનિવર્સિટી જોવા ગયો. એના ચૅન્સેલરે અમારું સ્વાગત કર્યું અને યુનિવર્સિટીનો પરિચય તેમણે ચીની ભાષામાં અમને આપ્યો. એનું અંગ્રેજી ભાષાંતર એક ચીની યુવતીએ કરી સંભળાવ્યું. અમે તેમને પૂછ્યું કે તમે અંગ્રેજી સારું જાણો છો છતાં ચીની ભાષામાં કેમ વાત કરો છો? એના જવાબમાં તેમણે હસતાં હસતાં જણાવ્યું કે 'મારા દેશમાં હું કઈ ભાષામાં બોલું?' કેટલો એને માતૃભાષા પ્રત્યે પ્રેમ!

આ ચૅન્સેલર ૭૧ વર્ષના છે. ચૌદ કલાક કામ કરે છે. તેમનો પગાર રૂ. ૪૫૦ સુધીનો છે. અન્ય પ્રોફેસરોનો પગાર રૂ. ૩૩૦ સુધીનો છે. પ્રમુખને વધારામાં સગવડ ખાતર એક મોટર આપી છે. તેમણે ચાંગ–કાઈ–શેકને ભણાવ્યો હતો, પણ લડતમાં ચાંગે તેમને પકડીને બે વર્ષ જેલમાં રાખ્યા હતા. એમની સાથેના માણસોને જોકે ચાંગ–કાઈ–શેકે મારી નાખ્યા હતા પણ પોતાના પ્રોફેસર હોવાને કારણે એણે એમને બચાવી લઈ જેલમાં પૂરી રાખ્યા હતા.

પ્રાથમિક પરિચયવિધિ પછી ચૅન્સેલર અમને યુનિવર્સિટીની લાઈબ્રેરી જોવા લઈ ગયા. એ એક ચાર માળનું મકાન હતું, જોકે માળ નીચા હતા એટલે આપણા બે માળ જેવડું મકાન

ગણાય. તેમાં દશ લાખ પુસ્તકો છે, જેમાં દુનિયાની લગભગ બધી જ ભાષાનાં પુસ્તકોનો સમાવેશ થાય છે. આપણા દેશની સંસ્કૃત, મરાઠી, બંગાળી ભાષાના, તેમજ ઉપનિષદો, વેદની સંહિતાઓ, આયુર્વેદ, મહાભારત, વગેરે સંસ્કૃત ગ્રંથો પણ એમાં હતા. ત્યાં સાતવળેકરની ઋગ્વેદ સંહિતા પણ જોઈ. પુસ્તકોની ગોઠવણ પણ સરસ હતી. અહીંની યુનિવર્સિટી સાથે ત્રણ ચાર કૉલેજો જોડાયેલી હોય છે. વળી જુદી જુદી વિદ્યાશાખાઓ માટે જુદી જુદી યુનિવર્સિટીઓ હોય છે. આવી રીતે અહીં ચીનમાં ૨૧૦ યુનિવર્સિટીઓ છે, તેમાં બધા મળી ૨,૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે તેમનું કેળવણીનું તેમજ ખોરાકીનું તમામ ખર્ચ સરકાર આપે છે. આમ ચીન પોતાની આવકના ૨૫ થી ૨૭ ટકા શિક્ષણ પાછળ ખર્ચે છે. પછી એ યુનિવર્સિટીના એક બે ખંડ કે જે માઓ ત્સે તુંગના અભ્યાસખંડ તરીકે વપરાયેલા હતા, તેમાં અમને લઈ જવામાં આવ્યા.

છેક હમણાં સુધી આ યુનિવર્સિટીનું મકાન શહેરમાં હતું પણ હવે તે બદલીને શહેરથી દશેક માઈલ દૂર આવેલાં મકાનોમાં લઈ ગયા છે. આ નવી જગાએ પહેલાં એક યુનિવર્સિટી જ હતી. પણ તે અમેરિકનો ચલાવતા હતા. તે હવે ચાલ્યા ગયા. ત્યાં ઘણાં મકાનો છે. એમાં ચાર માણસ સાથે ચાલી શકે તેવા પહોળા સિમેન્ટના રસ્તા છે. ભવ્ય બગીચા છે. પાંચ હજાર વિદ્યાર્થીઓ, ૪૫૦ શિક્ષકો અને બીજા લાગતાવળગતા માણસો અહીં રહેશે. થોડા શિક્ષકો માટે નવાં મકાનો બાંધવાં પડશે. અમેરિકનો કૉલેજ અને કેટલાંક વિદ્યાર્થીગૃહો પણ મૂકી ગયા છે.

★

## શિક્ષણની વ્યવસ્થા

અહીં પ્રાથમિક શાળાઓમાં પાંચ વર્ષનો અભ્યાસક્રમ છે. માધ્યમિક શાળામાં છ વર્ષનો છે. તેમાં બે વિભાગ પાડ્યા છે: પ્રાયમરી મિડલ સ્કૂલ અને સેકંડરી મિડલ સ્કૂલ (પૂર્વ માધ્યમિક અને માધ્યમિક). કૉલેજનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે.

હિન્દી જેમ આપણી રાજ્યભાષા છે તેમ ચીનની રાજ્યભાષા મેન્ડેરીન છે. પેકિંગ વિસ્તારમાં એ બોલાય છે અને એ ભાષામાં જ પ્રાથમિકથી છેવટ સુધીનું શિક્ષણ અપાય છે. આ ભાષા થોડાં વર્ષમાં બધે સર્વસામાન્ય થઈ જશે. લિપિ તો બધે એક જ છે. ફક્ત ઉચ્ચારમાં થોડો ફેરફાર છે. તે પણ ક્રમશઃ ઓછો થતો જશે.

પ્રાથમિક કેળવણી મફત છે, પણ ફરજિયાત નથી. છતાં ઘણા વિદ્યાર્થીઓ એનો લાભ લે છે. શિક્ષકોની અછત હોવાથી અને ભણનારાંનું પ્રમાણ મોટું હોવાથી અત્યારે એક શિક્ષક પચાસ વિદ્યાર્થીઓને સંભાળે છે. ગામડે ગામડે પ્રાથમિક શાળાઓ નથી, કેમકે શિક્ષકો પૂરતા નથી. આખા ચીનમાં ધોરણસરની નિશાળો કરવા માટે અમારે સાત લાખ બીજા શિક્ષકો જોઈએ છે એમ ચીનના શિક્ષક સંઘના ઉપપ્રમુખે કહ્યું હતું. હાલ કેટલીક જગાએ બે ચાર ગામ વચ્ચે એક પ્રાથમિક શાળા હોય છે. સાધારણ રીતે સહશિક્ષણ ચાલે છે.

પ્રાથમિક શાળાના બાળકોની શારીરિક તપાસની ખાસ કાળજી રાખવામાં આવે છે અને ડાક્તરી સલાહ મુજબ વિદ્યાર્થીને જોઈતાં પોષક તત્ત્વો સરકાર તરફથી અપાય છે.

માધ્યમિક શાળાનું શિક્ષણ પણ મફત હોય છે, જોકે છાત્રાલયનો ભોજનખર્ચ વિદ્યાર્થીને ભરવો પડે છે. તેમ છતાં જે વિદ્યાર્થીનાં માબાપની આવકમાંથી આ ખર્ચ નીકળી શકે એમ ન હોય તેને ભણવાનું છોડી દેવાની ફરજ પડતી નથી. એવા વિદ્યાર્થીને જમવા-રહેવાનું ખર્ચ નીકળી રહેતાં ગજવા-ખર્ચ જેટલું વધે એટલી શિષ્યવૃત્તિ રાજ્ય તરફથી આપવાની સગવડ હોય છે. પ્રયોગશાળાઓ પણ આધુનિક સાધનોવાળી છે. બીજી ભાષા તરીકે ઘણુંખરું રશિયન ભાષા શીખવાય છે.

કૉલેજના શિક્ષણમાં તો રહેવાખાવાનું ખર્ચ પણ રાજ્ય આપે છે. બધા વિદ્યાર્થીઓ છાત્રાલયોમાં જ રહે છે.

પ્રાથમિક કૉલેજના અંત સુધીના શિક્ષણમાં શારીરિક શિક્ષણને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે.

રમતગમતોમાં વૉલીબૉલ, ટેબલીબૉલ અને બૅડમિન્ટન મુખ્યત્વે હોય છે. ક્રિકેટનું ત્યાં કોઈ નામ લેતું નથી. ઘરઆંગણાની રમતોમાં કૅરમ, શેતરંજ જેવી રમતો છે. પત્તાંનો ઉપયોગ કેટલેક ઠેકાણે થાય છે.

દરેક શનિવારે શાળાનું પર્યટન હોય છે. તેમાં કોઈ કોઈવાર સિનેમા બતાવવા માટે શાળા તરફથી પાસ આપવામાં આવે છે. કેળવણીને લગતા જ સિનેમાઓ બતાવવામાં આવે છે. અહીંની જેમ ઉદ્યોગ દ્વારા શિક્ષણની કલ્પના હજી તેમને આવી નથી, જોકે કેળવણીના ક્ષેત્રમાં નવા નવા પ્રયોગો કરવાનો વખત તેમને હવે મળશે. તેમ છતાં વિદ્યાર્થીનું મન અને શરીર ખીલે અને જીવનોપયોગી વ્યવહારો માટે તે તૈયાર થાય એ પ્રત્યે ચીવટથી ધ્યાન અપાય છે.

પ્રાથમિક શિક્ષણ લીધા બાદ ખેતીવાડીશાળામાં જઈ શકાય એવી જોગવાઈ છે. એ જ પ્રમાણે જ્યાં જ્યાં શિક્ષણનો કોઈ ને કોઈ તબક્કો સ્વાભાવિકપણે પૂરો થતો હોય ત્યાં ત્યાં વિદ્યાર્થીને રુચિ અનુસાર ધંધાની તાલીમશાળામાં જવાની સગવડ આપવામાં આવે છે.

' નાનકિંગમાં અમે એક અનાથાશ્રમ જોવા ગયા હતા તેની વાત પણ અહીં કહી લઉં, જેથી બાળકોનો આ દેશમાં કેવો મહિમા છે તેનો થોડોક ખ્યાલ આવશે. અસલ રોમન કૅથલિકોએ ધર્મપ્રચાર માટે સ્થાપેલા અનાથાશ્રમનું રૂપાન્તર કરી દઈને એને સુંદર બાલગૃહ બનાવી દેવામાં આવ્યું છે. પંદરથી વીસ ઓરડાવાળું એ મકાન હતું. બાંધણી સુંદર હતી. હમણાં ચીની સરકારે એ લઈ લીધું છે, અને એમ કહેવાય છે કે રોમન કૅથલિકો અહીંથી ચાલ્યા ગયા છે. તેઓ છોકરાંની બરાબર કાળજી રાખતા ન હતા, અને ઘણાં બાળકો મરી જતાં. દોઢ વર્ષથી સરકારે એનો કબજો લીધો છે અને સુવ્યવસ્થિત રીતે ત્યાં બાળઉછેરનું કામ ચાલે છે.

એ ગૃહમાં ૧૪૫ બાળકો હતાં. મોટામાં મોટાં બાળકો ત્રણથી ચાર વર્ષનાં હતાં, બે ચાર માસનાં નાનાં બાળકો પણ હતાં એમને સાચવવા મોટો સ્ટાફ હતો. ઉછેરવાનાં સાધનોમાં છ માસનાં બાળકો અક્કડ બેસી શકે તેવી ખુરશીઓ આકર્ષક હતી. ઉછેરની પદ્ધતિ સુંદર હતી. તેમને ખાવામાં પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. સાધારણ રીતે એક માસમાં એક બાળક પાછળ ખોરાક માટે આપણા નાણામાં ત્રીસથી પાંત્રીસ

રૂપિયા ખર્ચ આવે. અહીંયાં બાલમંદિરની એટલે કે પૂર્વપ્રાથમિક કેળવણી અપાય છે.

ત્યાંની નિશાળો કે કૉલેજોમાં હું ગયો હતો ખરો, પણ ભાષાની મુશ્કેલીને લીધે ઝીણવટથી બધું જોઈ શક્યો નથી. પણ મેં જે બાળકો જોયાં, જે લોકો જોયા અને મળ્યા તે બધાની સાથે વાતો કરી, તેમનું વર્તન જોયું તે પરથી આ પ્રજાએ શિક્ષણ અંગેનાં જે સૂત્રો નક્કી કર્યાં છે તે ખૂબ મહત્ત્વનાં જણાયાં. સૂત્રો આ પ્રમાણે છે:

૧. ચીન દેશ આપણો છે અને એના પર પ્રેમ રાખવો જોઈએ.

૨. ચીનના લોકો આપણા ભાઈઓ છે, એમના પર પ્રેમ રાખવો જોઈએ.

૩. મહેનત કર્યા સિવાય જિવાય નહીં.

૪. શિક્ષકો પ્રત્યે આદર રાખો.

૫. શિક્ષકો પ્રત્યે પ્રેમ રાખો.

૬. સાર્વજનિક મિલકતનું રક્ષણ કરો.

આ વિચારોનો અમલ થતો મેં જોયો તેની ઉપર થોડી વાત કરી છે.



## આદર્શ ખેડૂતને ત્યાં

પેકિંગ નજીક આવેલા એક ગામની મુલાકાતે અમે ગયેલા ત્યારે ત્યાંના એક 'આદર્શ' ખેડૂત–મૉડેલ ફાર્મરને ત્યાં ગયા. આદર્શ ખેડૂત કેવો હશે, તેની સ્થિતિ કેવી હશે તે જાણવું હતું, એટલે એવાની તપાસ કરીને ગયા.

એ ખેડૂતે અમને પ્રેમથી સત્કાર્યા. એના બારણામાં પાલું હતું તેમાં મકાઈ હતી. એ મકાઈના દાણા અને દોડા એટલા સારા લાગ્યા કે મને વિચાર આવ્યો કે આનો નમૂનો હું મારા વિદ્યાલયના વિદ્યાર્થીઓને બતાવવા લઈ જાઉં. આમ તો હું કદી કોઈની પાસે કોઈ ચીજ માગું નહીં અને આપે તો લઉં નહીં, કેમકે મને તેનું કામ નહીં. પણ આ દોડા ખૂબ સરસ જોયા એટલે ઇચ્છા થઈ અને એક દોડો પાલામાંથી લીધો. એટલે પેલા ખેડૂતે કહ્યું કે, "મહારાજ, ઊભા રહો. એ પાછો નાખો. તમને હું બીજી મકાઈ આપું છું." એમ કહી તે ઘરમાંથી બીજા દોડા લઈ આવ્યો અને પેલો પાછો મૂકી દેવરાવ્યો. મને આશ્ચર્ય થયું કે આ ખેડૂતે આમ કેમ કર્યું? મેં તેને તે સંબંધી પૂછયું ત્યારે એણે ખુલાસો કર્યો કે, આ મકાઈ તો સારા સારા વીણીને મહેસૂલમાં આપવા માટે રાખી મૂક્યા છે. દેશને મહેસૂલ આપવું જોઈએ તે કંઈ ખોટું અપાય? એટલે સારા સારા અલગ રાખી મૂક્યા છે અને તમને જે આપું છું તે મારા ખોરાક માટે રાખેલા તેમાંથી આપું છું.

આ ભાવના જોઈ હું મુગ્ધ થઈ ગયો. આવા સામાન્ય ગામડાના માણસમાં પણ પોતાના દેશ માટે કેટલો પ્રેમ હતો!

આને સાર્વજનિક મિલકતનું રક્ષણ કહેવાય. સરકારની મિલકત સાર્વજનિક છે.

હું ગામડાંમાં બધે ફર્યો, પણ કોઈને આળસુ ન જોયો, કોઈ ભિખારી ન જોયો. ત્યાં બધા મહેનત કરીને જીવે છે.

એમના શરીરનું ખડતલપણું જોઈને તો મને આશ્ચર્ય થયું. જો કંઈ માલ વહી જવો હોય તો ત્યાંના લોકો તે માથા પર મૂકતા નથી પણ કાવડ બનાવે છે અને બે પલ્લાંમાં ભાર ભરીને ઝપાટામાં વહી જાય છે.

એક ઠેકાણે શકરિયાં જોખાતાં હતાં. ત્યાં અમે ગયા ત્યારે આવી રીતે બે પલ્લાંમાં છ મણ જેટલાં શકરિયાં ભરીને એક જુવાન બે ફર્લાંગ દૂર આવેલા તેને ઘેર ઝપાટામાં ચાલી ગયો. એનો એક ટોપલો મેં ઊંચકી જોયો, તો બહુ મહેનતે ઊંચકી શક્યો હતો. એટલે આ લોકો બધા મહેનતુ છે અને ખડતલ પણ બન્યા છે.

આ દેશમાં ચોરી નહીં જેવી જ છે. ચોરી કરવાનું મન ક્યારે થાય ? કાં તો કામ ન હોય, અને કાં તો મહેનત કર્યા સિવાય ખાવાની વૃત્તિને પોષણ મળતું હોય ત્યારે. ગામેગામ બધાને થોડી થોડી જમીન સરખે હિસ્સે વહેંચી આપી છે, એટલે બધા પેદા કરીને ખાય છે. જીવનની જરૂરિયાતો બહુ નથી ઊભી થઈ તે પણ ચોરી નહીં થવાનું એક કારણ છે. જરૂરિયાત વધી એટલે પાપ વધ્યું સમજવું.

મને પેલા મકાઈવાળા ખેડૂતે પોણા બે મણનું કોળું ભેટ આપ્યું. એ કોળું જોઈને આનંદ થયો. એમ તો શકરિયાંનો પાક એક વીઘામાં ચારસો પાંચસો મણ થતો જોયો. કોઈ કોઈ

રિયું તો ત્રણ શેર ઉપરાંતનું જોયું. વળી એક જગાએ તો રિયાંની આખી લૂમ (કેળાની જેમ) જોઈ. તેનું વજન પંદર : જેટલું હતું. આમ લોકો થોડી જમીનમાંથી વિશેષ પાક ા થયા છે, અને એનું વિજ્ઞાન દિવસે દિવસે ખીલતું જાય છે.



## સ્ત્રીઓની સહકારી મંડળી

અમારા મિત્ર બની ચૂકેલા શ્રી મુંગ આખા ચીનની ાહકારી પ્રવૃત્તિના ઉપવડા હતા. એમની ઇચ્છા જેમને રસ ાય તેમને સહકારી પ્રવૃત્તિનું એકાદ કેન્દ્ર દેખાડવાની હતી. ેથી એક દિવસે સવારે પેકિંગથી પંદર વીસ માઈલ દૂર આવેલા એક ગામમાં સ્ત્રીઓની એક સહકારી મંડળી જોવા અમે ગયા.

ચીનમાં સહકારી ભાવનાનું મહત્ત્વ ખૂબ છે, ઘણી લોક-કલ્યાણની પ્રવૃત્તિઓ ત્યાં સહકારી રાહે ચાલે છે. ખાનગી મિલકત અને નફાનો હજી ત્યાં નિષેધ નથી પણ એનું ઝેર ચૂસી લેનારું સહકારી આંદોલન ખૂબ વ્યાપક બન્યું છે સહકારી ભંડારો પણ ગામેગામ સ્થપાય છે અને ખેડૂતોના જીવનમાં પણ ખરીદવેચાણ માટે, ધીરધાર માટે એમ અનેક રીતે સહકારી પ્રવૃત્તિ ઘર કરી ગઈ છે.

અમે સ્ત્રીઓની આ સહકારી મંડળીનું કામકાજ જોયું. એમા છ હજાર સ્ત્રીઓ સભ્ય છે એનો રૂપિયા વીસનો એક શૅર થાય છે જે હપ્તે હપ્તે ભરવાનો હોય છે. શૅર લેનારને વ્યાજ મળતું નથી, પણ એના બદલામાં જરૂરી સગવડો મળે છે. ત્યાંથી ચારસો માઈલ દૂર આવેલા દક્ષિણ-પશ્ચિમ ચીનના સુચાંગ અને

હુનાન નામે ઓળખાતા પ્રદેશમાંથી રૂ નહીં પણ શણ જેવા રેસાવાળી વનસ્પતિમાંથી હાથે કાંતેલું અને હાથે વણેલું કાપડ અહીં આવે છે અને તેના પર ભરત ભરવાનું કામ થાય છે. અમે ગયા ત્યારે સિત્તેર જેટલી સ્ત્રીઓ ત્યાં રહીને કામ કરતી હતી. યુવાન સ્ત્રીઓ દિવસના સાતથી આઠ કલાક કામ કરીને માસિક સિત્તેરથી એંસી રૂપિયા જેટલું કમાય છે.

રોજના મહાવરાને લીધે એમનામાં સારી ઝડપ દેખાતી હતી. આ સગવડ સભાસદ બહેનોને જ મળે છે. ઘણી બહેનો ઘેર લઈ જઈને પણ કામ કરે છે. એ રીતે ભરત ભરેલા કાપડને સરકાર પોતે ખરીદી લે છે એટલે મૂડીનું રોકાણ અને ચિંતાનો બોજો સંસ્થાને માથે રહેતો નથી. એની પાછળનું રોકાણ બે લાખનું હશે એમાંથી થતો નફો શેરહોલ્ડરોને અપાતો નથી પરંતુ કામના પ્રમાણ અનુસાર નફાના ૩૫ ટકા ભાગની વહેંચણી થાય છે, ૪૦ ટકા ભાગ રીઝર્વ ફંડમાં જાય છે, ૧૦ ટકા સમસ્ત ચીનના સહકારી મંડળના ફેડરેશનમાં જાય છે, અને બાકીની રકમ જુદી જુદી જાતનાં સાર્વજનિક કામો કરવા પાછળ વપરાય છે.



## સહકારી ભંડાર

નૂતન ચીનમાં કિસાનોને કામ આપવા માટે જમીન તો આપી, પણ દેવામાં ડૂબેલા ખેડૂતો રાત્રે દેવાદાર સૂઈ ગયા હતા પણ સવારે જાગ્યા ત્યારે દેવામાંથી પણ મુક્ત થઈ ગયા હતા ! આમ કાયદાથી દેવામુક્ત થયેલા ફરી દેવાદાર ન થાય એવું કરવું હોય તો એમને રક્ષણ મળી રહે એવી વાડ પણ બાંધવી જોઈએ. સરકારે જોયું કે ખેડૂતો એમના સામાજિક ખર્ચમાં અને શાહુકારોના લેણાની ચુંગાલમાં અટવાઈ જાય છે, એટલે એણે પહેલો કાયદો એ કર્યો કે કોઈ પણ લગ્નમાં લેવડદેવડના સોદા સખત નસિયતને પાત્ર ગણાશે આપણે ત્યાં જેમ બબ્બે ત્રણ ત્રણ દિવસ જાનો રહે છે, મોટા જમણવાર અને ઉત્સવો પાછળ હજારો રૂપિયા ખર્ચાય છે એવું ત્યાં પણ થતું હતું. પણ હવે ત્યાં લગ્ન પાછળ એક પાઈનું પણ ખર્ચ થતું નથી. અઢાર વર્ષ પહેલાં છોકરીનું લગ્ન ન થાય, અને વીસ વર્ષ પહેલાં છોકરાંનું લગ્ન ન થાય. લગ્ન કરનાર બંને વ્યક્તિઓ છ માસથી એકબીજીને ઓળખતી હોવી જોઈએ. વળી પોતે રાજીખુશીથી લગ્ન કરવા માગે છે એ જાતની કબૂલાત આપીને એમણે એમનાં લગ્ન કચેરીમાં નોંધાવવાં જોઈએ. આવા લગ્નમાં વિઘ્ન નાખનાર કોઈ પણ વ્યક્તિ સજાને પાત્ર થાય છે. આ રીતે લગ્નનાં કે મરણનાં કે એવાં બીજાં સામાજિક ખર્ચ ગયાં એટલે દેવાં થવાનું કારણ ન રહ્યું

ખેડૂતની બીજી મુસીબત એનો પકવેલો માલ વેચવામાં અને વાપરવાનો માલ ખરીદવામાં એ છેતરાતો હોય છે એ છે.

એ દૂર કરવા માઓ સરકારે ત્યાંનાં ગામડાંઓમાંથી વચલા વેપારીઓનો છેદ ઉડાવી દીધો. પાંચ હજારની વસ્તી વચ્ચે એક એ પ્રમાણે ગ્રાહકોના સહકારી ભંડારો ખોલ્યા. દરેક ગ્રાહક દસ રૂપિયાનો શૅર લઈ શકે અને એ શૅરભંડોળમાંથી એ ભંડાર ચાલે. આ ભંડારમાં ગામડાંના ખેડૂતને ઉપયોગી એવી એકેએક ચીજ મળી શકે અને એને માટે ખાસ જરૂરી નહીં એવી કોઈ ચીજ ત્યાંથી ન મળી શકે.

આ ભંડારમાં ખર્ચ જતાં જે ચોખ્ખો નફો રહે તેમાંથી ૫ ટકા રીઝર્વ ફંડમાં જાય. બાકી નફો ગ્રાહકોને ખરીદીના પ્રમાણમાં વહેંચવામાં આવે.

ત્યાંનાં શહેરોમાં હજુ વ્યક્તિગત વેપારી છે પણ એમને માથે દેશને માટે નક્કી થયેલા વેપારરોજગાર તથા ઉદ્યોગધંધા ખીલવવાનું નિયંત્રણ છે. અમુક ટકાથી વધુ નફો ન લઈ શકાય એવું પણ નિયંત્રણ છે. અને વેપારરોજગારમાં કાણુંધોળું ન ચાલે એ માટે જાણે કે મહેતાઓ મારફત જ અંકુશ મૂક્યો છે કોઈ પણ મહેતાને દુકાનદાર પોતાની મુનસફીથી છૂટો નહીં કરી શકે. જેમ દરેક ધંધાદારી અને કારીગર વર્ગનાં મંડળો બન્યાં હોય છે એમ આ મહેતાઓનું પણ મંડળ બન્યું હોય છે, અને એ દેશવ્યાપી હોય છે. દુકાનદારે ગુમાસ્તો રાખવો કે કાઢવો એની છેવટની સત્તા આ મંડળ પાસે રહે છે. આ મંડળ પાસે આખો કેસ રજૂ કરવામાં આવે છે. પરિણામ એ આવ્યું છે કે શેઠ મુનીમ પસેં પાણી માગે, તો આપ જાતે લઈ શકો છો એવું મુનીમ કહી શકે છે.

એક દાખલામાં તો એવું પણ બન્યું કે શેઠે ફરિયાદ કરી

કે આ મુનીમને રાખવો અને પોસાતો નથી. તપાસને અંતે રિપોર્ટ એવો આવ્યો કે, "આપ દુકાનનો વહીવટ નહીં કરી શકો, એટલે આપને માટે સલાહભર્યું તો એ છે કે, આપ દુકાનનો તમામ વહીવટ મુનીમને સોંપી દો અને આપ બીજો ધંધો શોધી લો."

આમ વેપારરોજગાર લોકોની સગવડ ખાતર ચાલે છે, નહીં કે અંગત નફાના હેતુ માટે. માલ ખરીદતી વખતે કોઈ જગાએ ભાવતાલ નક્કી કરવા માટે ખેંચાખેંચી નથી ચાલતી પણ દરેક ચીજના નક્કી અને વાજબી ભાવ હોય છે, અને એ ચીજ ઉપર ભાવનું લેબલ હોય છે.

આપણે ત્યાં રેલવેમાં બેસવા જઈએ છીએ ત્યારે એટલી બધી ભીડ હોય છે કે ડબ્બામાં પેસવાનું મન થતું નથી. તમારે ત્યાં આવું નથી એનું કારણ શું એવું અમે પૂછ્યું તો જવાબ મળ્યો કે, અમારે ત્યાં રેલવે નફા માટે નથી; તમારે ત્યાં તો લોકો ગાડીમાં બેસતા ન હોય તો ફ્રોન ટિકિટો કાઢવામાં આવે છે, જ્યારે અમે તો એવું ઈચ્છીએ છીએ કે લોકો ગાડીમાં ઓછામાં ઓછા બેસે. લોકોને બહારગામ જવાની જરૂર જ ઊભી ન થાય એવી સગવડ અને વ્યવસ્થા કરવી એ અમારી નેમ છે. પછી અમારે ત્યાં ભીડ શાની થાય ?

ટૂંકમાં ત્યાંના વ્યાપારરોજગાર તથા કળાકારીગરી નફાના હેતુથી નહીં પણ પ્રજાની સગવડ સાચવવાના હેતુથી ચલાવવાનું દૃષ્ટિબિંદુ છે અને શકય હોય ત્યા બધે સહકારી ધોરણ યોજવામાં આવે છે. આને લીધે જીવનની જરૂરિયાતની ચીજોના ભાવ પણ બહુ ઊંચા ચડતા નથી. એક કેટી ( ૫૫ તોલા ) ચોખાની

કિંમત આપણા નાણામાં ૦-૩-૩ થાય છે. પણ મોજશોખની વસ્તુઓના ભાવ ખૂબ ઊંચા રાખવામાં આવે છે. દાખલા તરીકે એક ફિલ્મનું રોલ આપણે ત્યાં ખરીદીએ એના કરતાં ત્રણ ગણા દામ અહીં ચીનમાં બેસે. એવું દરેક મોજશોખની ચીજવસ્તુ વિષે. મૂળ ભેદ દૃષ્ટિનો છે.



## કપાસની ખેતી

ચીન આઝાદ થયા પછી અમેરિકા વગેરે દેશોએ તેમને કાપડ, યંત્રો વગેરે આપવાનું બંધ કર્યું, એટલું જ નહીં, બીજા દેશો સાથે ચીન વેપાર કરી શકે નહીં કે માલસામાનની લેવડદેવડ કરી શકે નહીં તે માટે આર્થિક નાકાબંધી પણ કરી. આ સંજોગોમાં ' ભલું થયું ભાંગી જંજાળ 'ની માફક ચીને આ આફતમાંથી લાભ ઉઠાવવાનો નિર્ણય કર્યો અને પોતાના દેશને જોઈતું કાપડ દેશમાં જ પેદા કરી લેવાની યોજના કરી. એ માટે જોઈતો કપાસ ઉગાડવો જોઈએ. આથી ચીનમાં કપાસની ખેતી શરૂ થઈ.

ખેતી જેમ જેમ સુધરતી જાય છે, તેમ તેમ તે લોકો જરૂરિયાતને લગતા પાકોમાં ફેરફાર કરતા જાય છે. કાપડ માટે જોઈતો કપાસ ચીનમાં બહુ ઓછો ઉત્પન્ન થતો હતો, પણ અમે ત્યાં હતા તે વર્ષે પોતાની જરૂરિયાતને લગભગ પહોંચી વળે એટલો કપાસ ઉત્પન્ન થાય એવી ધારણા હતી. પેકિંગની આજુબાજુ જે કપાસ થાય છે તે મેં જોયો. આપણે ત્યાં ઘોઘારી કપાસ થાય છે તેના જેવો આ કપાસ હતો પણ

ગેધારી કપાસ મહા-ફાગણમાં ઊતરે છે, ત્યારે આ તો આસો મહિનામાં પાકી જતો લાગે છે. આપણે ત્યાં આ ઋતુમાં મઠિયો કપાસ પાકે છે. મઠિયા કપાસ કરતાં આ ઊંચી જાતનો જણાય છે. જો ચીનમાં અણધારી આપત્તિ કે લડાઈ ન આવે તો અત્યારની એમની હિલચાલ જોતાં ત્રણથી ચાર વર્ષમાં ચીન ખાધેપીધે અને પહેરેઓઢવે—પૂજ્ય સંતબાલજીની ભાષામાં કહીએ તો પેટ, પથારી અને પહેરણની બાબતમાં—તદ્દન સ્વાવલંબી થઈ જાય એમ બને.

K

☆

## B ઉત્તર ચીનની ખેતી

ચીનના ઉત્તર પ્રદેશમાં, ઈશાન તરફ ઢળતા પ્રદેશમાં, રહીને અમે પસાર થતા હતા ત્યારે દખણાતા પ્રદેશ કરતાં જમીનની જાત અને પાકમાં કાંઈક ફરક માલૂમ પડયો. આ પ્રદેશમાં બીજા પ્રદેશની સરખામણીમાં ખેડૂતો પાસે જમીન પણ વિશેષ જણાઈ. પાકમાં એકલી જુવાર જ જણાતી હતી. કઠોળ પણ ખાસ પાકતું હોય એમ જણાતું ન હતું. જમીન સપાટ અને ઘાસથી ભરેલી હતી. ચીનના અન્ય ખેડૂતોની ખેતીમાં જે સફાઈ અને સ્વચ્છતા દેખાતી હતી, તેવી પણ અહીં જણાતી નહોતી એનું કારણ જમીનનો વધારો હશે એમ લાગ્યું. ગામડાંનાં ઘરો તો આપણા જેવાં જ: માટીનાં, અને પાછળ વાડાવાળાં. ઓસરીઓ પણ આપણા જેવી જ. ખેડૂતોનાં શરીર સારાં જણાતાં હતાં. આટલું ઘાસ હોવા છતાં કોઈક જ જગાએ ગાય જોવામાં આવતી હતી. ભેંસનાં તો દર્શન જ દુર્લભ હતાં. ગધેડાં,

ખચ્ચર અને ઘોડાં જણાતાં ને તે પણ થોડા પ્રમાણમાં. અહીં ગાડે એક બે ત્રણ એમ જરૂર પ્રમાણે ગધેડાં જોડવામાં આવે છે.

આગળ જતાં મુકડેન નજીકના વિસ્તારમાં નહેરનો પ્રદેશ આવ્યો ત્યાં ડાંગરનો પાક ઠીક જણાયો. ક્યારીની જમીન હતી. એમાં રોપવાની તથા વાવવાની એમ બન્ને રીત હતી. ડાંગર છાતીથી ઉપર પહોંચે એટલી ઊંચી હતી. કાપણી ચાલતી હતી. અહીં શેરિયાં પણ ઠીક ઠીક થાય છે. આપણે ત્યાં તો મહા માસમાં ભીંડી કાઢે છે. અહીં કારતકમાં ભીંડી નીકળી ગઈ હતી અને ઓયાંના ઢગલા પડ્યા હતા. અહીં કપાસ પણ થાય છે. જુવારને બાર તસુના ગાળામાં ચાસ કાઢીને વાવે છે. જેને મીલો કહે છે એવી લાલ જુવાર થાય છે. શાકભાજી બહુ ન જણાઈ. કોબીજ અને કોબી ફ્લાવર વધુ થાય છે. કોબીજ અને ફ્લાવર વરસાદના પાણીથી થતાં જણાય છે. કોસની પ્રથા નથી પરંતુ રહેંટ છે. એક બે જગાએ ઢેકી પણ જણાઈ. રાધનપુર વિસ્તારમાં એવી ઢેંકી બહુ ઉપયોગમાં લેવાય છે. બે લાકડાં રોપીને એક આડું લાકડું રાખે ને વચમાં એક લાંબી વળી રાખે. તેને એક છેડે ડોલ અને બીજે છેડે વજન માટે માટી હોય છે આવી ઢેકી ચીનમાં એકબે જગ્યાએ જોઈ, એટલે માનું છું કે એનો પ્રચાર ઠેકઠેકાણે હોવો જોઈએ.



# ખેતીવાડી કૉલેજ

હેંચાઉથી અમે ગામડાં જોવા માટે બાકીની મંડળીથી છૂટા પડ્યા અને ત્યાર પછી ચીન દેશ છોડીને પાછા ફરવાનું છે એ ભાન મન પર સવાર થવા લાગ્યું. ગામડાંમાં જે અનુભવ થયો તે કહેતા પહેલાં હેંચાઉની ખેતીવાડી કૉલેજની વાત કહી લઉં. ગામડાંની મુલાકાત લઈને અમે ફરી પાછા હેંચાઉ આવ્યા. સવારમાં નાસ્તો કર્યા પછી અહીંની ખેતીવાડી ખાતાની કૉલેજ જોવા ગયા. ગામ બહાર અર્ધો માઈલ ઉપર કૉલેજનું મકાન આવેલું હતું. કૉલેજ ૧૯૨૦માં શરૂ થયેલી પણ જાપાન સાથેના વિગ્રહ દરમિયાન જાપાનીઓએ મકાનને બાળી મૂકેલું. અહીં ૩૮૯ વિદ્યાર્થીઓ ભણે છે. આ વર્ષે ૧૬૫ નવા વિદ્યાર્થીઓ લીધા છે, તેમાં ખેડૂતના છોકરાઓ ૩૫ છે. અત્યાર સુધી ખેડૂતના છોકરાઓ લેવાતા નહીં. છોકરીઓને પણ લેવામાં આવી છે. ચીનમાં દરેક યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને મફત ભણવાનું, ઉપરાંત ખાવાનું અને રહેવાનું મળે છે. ખિસ્સાખર્ચ પણ અપાય છે. ડિગ્રીનો અભ્યાસક્રમ ચાર વર્ષનો છે, ડિપ્લોમાનો બે વર્ષનો છે. ડિપ્લોમાનો અભ્યાસક્રમ પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યા પછી લઈ શકાય છે અને ડિગ્રીનો અભ્યાસક્રમ માધ્યમિક પૂરું થયા પછી લઈ શકાય છે. અહીં કૃષિશાળામાં અભ્યાસક્રમના ચાર વિભાગો પાડવામાં આવ્યા છે: (૧) અનાજ, ડાંગર વગેરે (૨) ફળ, શાકભાજી વગેરે (૩) રોપનું રક્ષણ અને (૪) કોશેટાનો ઉછેર. આ ઉપરાંત ચાનો વિભાગ જુદો જુદો છે. કૉલેજમાં ૭૯ અધ્યાપકો છે. સ્ટાફના બીજા માણસો પણ છે. ખેતીવાડી માટે જમીનના

જુદા જુદા ભાગ છે. અભ્યાસક્રમમાં દેશની જરૂરિયાત પ્રમાણે ફેરફાર કરવામાં આવે છે. એક જુદું સંશોધનખાતું છે, એમાં ૧૧ જૂથો કામ કરે છે બધા અધ્યાપકો ખેડૂતોની રીતે જ રહે છે. મુખ્ય આચાર્યે અમારું સ્વાગત કર્યું. તે ખેડૂતના પોશાકમા તદ્દન ખેડૂત જેવો જ દેખાતો હતો. એ જાતે પણ ખેતીનું કામ કરે છે. વૈજ્ઞાનિક રીતે અહીં અનાજનું જે ઉત્પન્ન કરવામા આવે છે, તેના કરતાં ખેડૂતો બમણું ઉત્પન્ન કરે છે. કૉલેજના આચાર્યે પણ આ વાત કબૂલ કરી હતી. ચીનમાં સઘળે ઠેકાણે અનાજ કરતાં શાકભાજીનું વાવેતર ઓછું થતું નથી. ખોરાકમાં શાકભાજી વધુ પ્રમાણમાં લેવાય છે. એમાં કંદ ઠીક પ્રમાણમાં વપરાય છે. કંદ ઘણી જાતનાં થાય છે. એમાં શકરિયાં મુખ્ય છે. એક ખેડૂતને ત્યાં બેથી અઢી શેરનું શકરિયું જોયેલું. પરંતુ અહીં શકરિયાંનું ઝૂમખું જોયેલુ એ કેળાની લૂમ જેવું હતું. એક જ દાંડી પર આઠ શકરિયાં હતા. મોટામાં મોટું ચાર શેરનું હતું અને લૂમ પંદર શેર ઉપરની હતી. ખેતીના સુધારા અને વિજ્ઞાનની દૃષ્ટિએ આપણી કૉલેજો કદાચ ચડી જાય પરંતુ એમનો ઉપયોગ બહુ થતો નથી, એ મોટી ખામી છે. આ કૉલેજમાં કેટલાક ખેતીના પ્રયોગો ખેડૂતના ખેતરમાં તેમની પાસે કરાવવામાં આવે છે જેથી જ્ઞાનનો ફેલાવો ઝપાટામાં થાય.

સાંજે અહીંથી વિદાય લીધી.



## ઉત્પાદન શી રીતે વધે ?

હવે ગામડાં અને ખેડૂતોની અને તેમની સ્થિતિમાં જે મોટો ફેરફાર થયો છે તેની વાત કહું.

ચીન દેશ વર્ષોથી કચડાયેલો, ચૂંદાયેલો, નિસ્તેજ બની ગયેલો દેશ હતો, કેમકે ત્યાંનો બહુજનસંખ્ય ખેડૂત વર્ગ કચડાયેલો હતો. આજ સુધી એ છેક મજૂર અથવા ગુલામ અવસ્થામાં હતો અને મનુષ્ય તરીકે લેખામાં જ નહોતો. થોડા જમીનદારો જમીન ધારણ કરતા હતા અને આ બહુજનસંખ્ય ખેડૂત વર્ગને અજ્ઞાન, વહેમ, વ્યસન અને આળસમાં ડૂબેલો રાખવામાં આવ્યો હતો. એને નહોતી ઊંચે આવવાની આશા દેખાતી કે નહોતી એ જાતની મહત્ત્વાકાંક્ષા જાગતી. આથી એ મહેનત તો કરતો પણ વેઠ માફક. અને એની મહેનતમાંથી એનું શરીર ટકાવવા પૂરતું બહુ થોડું રહેવા દઈને બીજું બધું જમીનદારોના ભંડારોમાં જમા થતું. રાજ્યમાં પણ એ જમીન-દારોનું ચલણ હતું. આ હાલતમાં ત્યાંના ખેડૂતનું ચિત્ર તમે તમારી સામે ઊભું કરી શકો છો.

માઓ ત્સે તુંગના નેતૃત્વ હેઠળ જે ક્રાંતિ થઈ તેનો ઉદ્દેશ ભૂમિના પ્રશ્નનો કાયમી ઉકેલ આણવાનો હતો. પ્રજાનો મોટો ભાગ જેમ સ્ત્રીઓ અને બાળકોનો હોય છે તેમ ત્યાં પણ હતો. બીજો મોટો ભાગ કિસાનો અને મજૂરોનો હતો. આ બધાંની સ્થિતિ ખૂબ બૂરી હતી. એ સુધારવી એ નવા રાજ્યનું ધ્યેય હોવું જોઈએ. પણ લાખો અને કરોડો બેકારોને એકાએક કામ શી રીતે આપવું ?

કાયદાની એક જ કલમથી બધા જમીનદારોની જમીન સરકારે કબજે કરી. ખેડૂતોની સૈન્યમાં ભરતી કરીને જે આંતરવિગ્રહ સરજાયો તેને પરિણામે ચાંગ કાઈ શેકને ફોર્મોસામાં ભરાઈ જવું પડ્યું હતું. હવે રાજ્યે એ જ મુક્તિ–સૈન્યની મદદથી જમીનની વહેંચણી ખેડૂતોમાં બને તેટલે અંશે સરખે ભાગે થશે, ખેતી કરે તેને જમીન આપવામાં આવશે, રાજ્યતંત્ર હવે પછી શ્રમ કરનાર એટલે કે કિસાન અને કામદારના જ હિતમાં ચાલશે એ વિચારનો ગામડે ગામડે ફેલાવો કર્યો. જેમણે આ વિચારનો કે એના અમલનો વિરોધ કર્યો એમને દેશદ્રોહીઓ તરીકે સખત હાથે નસિયત કરવામાં આવી. જમીનદારોના હાથમાંથી મેળવેલી જમીનને પ્રદેશ પ્રમાણે માણસદીઠ ભાગે આવે તે પ્રમાણે વહેંચી આપવામાં આવી. જે દિવસે જમીન વહેંચાઈ તે દિવસે તાજા જન્મ પામેલા બાળકને પણ સ્ત્રી–પુરુષના ભેદભાવ વિના જમીન વહેંચી આપવામાં આવી. આનું પરિણામ એ આવ્યું કે કામધંધા વિનાના બેકારો કે રખડતા ભિખારીઓ અદૃશ્ય થઈ ગયા. નવા ખેડૂતોને શરૂઆતમાં થોડી તગાવી આપીને ઊભા કરવામાં આવ્યા. આ રીતે આ આરંભ કાળમાં ત્યાં ચાર પ્રકારની ખેતી શરૂ થઈ:

(૧) વ્યક્તિગત રીતે થતી;

(૨) કુટુંબથી થતી;

(૩) સહકારી ઢબે થતી અને

(૪) સામુદાયિક ઢબે થતી (બહુ ઓછી ખેતી આ રીતે થાય છે).

જેમની પાસે આઠ દશ વીઘાં જમીન હતી એમને કહેવામાં

આવ્યું કે, જમીન રાખવી જ હોય તો બીજે ધ્યાન ન આપતાં તમારી ખેતીમાં જ તે કેન્દ્રિત કરો. તો જ તમારી જમીન કાયમ રાખવામાં આવશે. આવા ખેડૂતો પણ થોડા નીકળ્યા. એમને સુખી ગણવામાં આવ્યા. આવા ખેડૂતોને કાર્યકર તરીકે ઊભા રહેવાનો અધિકાર નહીં. ઊભા રહેવાનો અધિકાર તો જેમને રાજ્ય તરફથી જમીન વહેંચવામાં આવી એમને જ આપવામાં આવ્યો, કારણ કે ખેતી પર જીવનારામાં આ લોકોનું પ્રમાણ જ મોટું હતું અને નવા રાજ્યના ખરા વફાદાર એ લોકો જ હતા કેમકે એમને નવો જન્મ મળ્યો હતો.

સરકારે એવી નીતિ ઘડી કે સહકારી ધોરણે કે સામુદાયિક ઢબે ખેતી કરનારને વધારે ઉત્તેજન મળે. પરિણામે હાલમાં લગભગ બધા એવું વિચારતા થઈ ગયા છે કે વ્યક્તિગત ખેતી પોસાતી નથી. એમના કરતાં તો સહકારી અગર સામુદાયિક ખેતી સારી.

આ રીતે કરોડો ખેડૂતોને ખેતીના કામમાં રોકી દેવામાં આવ્યા. ત્યાંની જૂની માઈલો લાંબી નહેરો તૂટીફૂટી ગઈ હતી એને આ ખેડૂતોએ હજારોની સંખ્યામાં નીકળી પડીને ફરી ખોદી કાઢીને વ્યવસ્થિત કરી. મોટા પ્રદેશોને અનેક રીતે ઉપકારક એવી મોટી નહેર યોજનાઓ પણ માનવશક્તિથી પાર પાડવામાં એવી. આથી જ્યાં એક પાક પણ ઉત્સાહપૂર્વક નહોતો લેવાતો ત્યાં બબ્બે અને ત્રણ ત્રણ પાક લેવાવા લાગ્યા. એક એકરમાંથી સો, દોઢસો અને બસો મણ સુધી ડાંગર પાકવા લાગી અને ખેતીમાં વિજ્ઞાન, શ્રમ, અને સાધન ત્રણેયનો મેળ સધાયો. શરૂઆતમાં માલિકીહક્કે એમને પ્રોત્સાહન આપ્યું

અને એમાંથી જ એમને દેખાયું કે જમીનોના નાના ટુકડા ઉપર કામ કરવા કરતાં સહકારી ધોરણે ખેતી ગોઠવવાથી વધારે પોસાણ અને ઉત્પાદન થાય છે, કેમકે ઘણા હાથ સાથે બુદ્ધિ તો ખરી જ. ભેગા મળીને કામ કરવામાં આવે ત્યારે સ્વાભાવિક રીતે ઘણું પાકે જ એમાં નવાઈ નથી. વળી વધારે પકવતા ખેડૂતને સરકાર તરફથી ખૂબ માન આપવામાં આવે છે. જેનો અત્યાર સુધી કોઈએ ભાવ પૂછેલો નહીં તેનું સરકાર બહુમાન કરે એ એને માટે ઓછું ગણાય ખરું ?



## દક્ષિણ ચીનનાં ગામડાં

સવારે વહેલા ઊઠી, પરવારી, જોઈતો સરંજામ, બે દુભાષિયા અને ત્રણ ચાર યજમાનો સાથે લઈ અમે બસમાં બેસી દક્ષિણ ચીનનાં ગામડાં જોવા નીકળ્યા. ચાળીસ પચાસ માઈલની આ મુસાફરી હતી. રસ્તે ડુંગરાઓ અને નવાં ગામડાં આવતાં હતાં. ડુંગરોના ઢાળ પર ચાના બગીચાઓ હતા. ચીન હો નામની એક મોટી નદી પણ આવી.

નક્કી કરેલા ગામે અમે આવી પહોંચ્યા ત્યારે તે ગામના આગેવાનો અમને લેવાને સામે આવ્યા હતા. અહીં બેત્રણ ગામનું એક ઝૂમખું હતું એક ગામમાં થઈ બીજા ગામ તરફ અમે ચાલતા ગયા. થોડે થોડે દૂર નહેરો ઓળંગવાની આવતી હતી. આ વિસ્તારમાં ડાંગરનો પાક છે. ખેડૂતો સ્વભાવે અને રહેણી-કરણીએ આપણા દેશના ખેડૂતો જેવા જ. હરખાતા હરખાતા તેઓ અમને તેમને ઘેર લઈ ગયા. શિંગપીએન ગામમાં નકરાં

ઘર હતાં. ત્યાં અમને ઉતારો આપવામાં આવ્યો. યજમાનોની ઓળખાણ કરાવવામાં આવી. યજમાનો જુવાન હતા. એક જુવાન યજમાન અહીંનો ચૂંટાયેલો મુખી હતો. અનાજ વધુ પકવવાની સૂચના આપવાનું એનું કામ હતું. બીજો એક જણ ખેતીમાં વધુમાં વધુ ઉત્પન્ન કરનારો ગામનો 'આદર્શ ખેડૂત' હતો.

ગામમાં ફરવા નીકળ્યા ત્યારે અમે ચૂંટાયેલા મુખીને અને આદર્શ ખેડૂતને ઘેર ગયા. એમનાં ઘરબાર જોયાં, રહેવાની રીતભાત પણ જોઈ. આગળ જતાં જળચક્કીથી ચાલતો ડાંગર છડવાનો એક ખાણિયો જોયો. અમે ખેતરોમાં ગયા. ડાંગરનો પાક લઈ લીધેલો હતો છતાં ક્યારીઓમાં પાણી હતું. અહીં ચણા કરવાનો રિવાજ હોત તો હજારો મણ પાકત. પણ અહીં ડાંગર લીધા પછી ખાસ બીજો પાક લેવામાં આવતો નથી. કોઈ કોઈ ક્યારીઓમાં કોબીજ જોઈ. આ પ્રદેશમાં એક દડા જેવી અને બીજી ઊંચાં પાંદડાંની એમ બે પ્રકારની કોબીજ થાય છે. અહીં ભાજી વધુ ઉપયોગમાં લેવાય છે. કેટલીક ક્યારીઓમાં લીલું ખાતર જોયું. એવી રીતે અહીં એક પ્રકારનું ઘાસ વાવીને ખાતર કરવામાં આવે છે. આ ઘાસનો છોડ બે ફૂટ ઊંચો થાય છે. મૂળ પણ એટલું જ ઊંડું જાય છે. માર્ચ માસમાં નહેરનું પાણી મૂકી એને ખેડી નાખે છે. એમ એના મૂળનું ખાતર ખૂબ મળી રહે છે. એપ્રિલમાં આ જમીન ક્યારા કરવા માટે ખેડી નાખવામાં આવે છે. એમાં બે વખત રોઠાં લાગીને સમારી દેવામાં આવે છે. વરસાદ થાય ત્યારે જો ધરુ તૈયાર હોય તો એકેક ફૂટને અંતરે પાંચ પાંચ છોડ ગાળીને રોપણી કરવામાં આવે છે. જમીનને ખેડતા પહેલાં ખાતર નાખવામાં આવે છે

અને રોપ્યા પછી પણ સારા ખેડૂતો દસ દસ દિવસને અંતરે ચારથી પાંચ વખત ખોળનું ખાતર નાખે છે. ડાંગર સો દિવસે પાકે છે. પચાસ દિવસ પહેલાં ખાતર આપે છે અને પછી પચાસ દિવસ એમ ને એમ ઉછેરે છે. એકથી બે વખત નીંદવામાં પણ આવે છે. ડાંગરનો વધુમાં વધુ પાક એક એકરે બંગાળી સો મણ અને ઓછામાં ઓછા સાઠ મણ સુધી ઊતરે છે. ખેડૂતને મોઢેથી અનાજ વધારે પકવવું અને જીવનધોરણ ઊંચે લાવવું એ એક જ અવાજ સંભળાય છે. સરકાર પણ એમ ઇચ્છે છે. સરકારનો બધો જ પ્રયત્ન આની પાછળ છે. ખેડૂત અને સરકાર એક જ વિચારનાં છે. જરૂરવાળાને સરકાર તરફથી ખાતર અને બી આપવામાં આવે છે. અનાજનું વધારે ઉત્પન્ન કેવી રીતે થાય એની સલાહ આપવા માટે પાંચસાત ગામે વચ્ચે એક માણસ નીમેલો હોય છે. આ માણસ દરેક ખેડૂતની નોંધ રાખે છે અને તેને પ્રોત્સાહન આપે છે. દરેક ખેડૂત ખેતરમાં હળ નાખે ત્યારથી તે ડાંગર પાકે ત્યાં સુધીનો એક યોજનાબદ્ધ કાર્યક્રમ નક્કી કરે છે.

ગામડાંના લોકોની વાતો સાંભળીને અમને બહુ આનંદ થયો. તેમણે પોતાને ભાગે આવેલી જમીન સહિયારી કરી છે એથી એમને ખાતર ભરવાનું સુગમ પડ્યું. વર્ષને હિસાબે મજૂરી ખર્ચ પણ ઓછું આવ્યું. હળલાકડું અને પાડાની જરૂર ઓછી પડી. પાકેલા અનાજની વહેંચણી વખતે મંડળના પાંચ ટકા જુદા કાઢવામાં આવે છે. ૪૨ ટકાની જમીનના પ્રમાણમાં વહેંચણી થાય છે. ૫૦ ટકામાંથી જે લોકો કામ કરવા આવ્યા હોય તમને મજૂરીના બદલામાં અપાય છે. સહકારી અને

સામુદાયિક ખેતીનો પ્રચાર દિવસે દિવસે વધે છે. મેં સાંભળ્યું છે કે એક બે વર્ષમાં બધી જમીન ગામની સહિયારી થશે. આખું ગામ મળીને જમીનમાંથી ઉત્પન્ન કરશે અને અનાજ વહેંચી લેશે.

ગામના મુખ્ય ભાગમાં ત્રીસ ફૂટ ઊંચો એક માંચડો બનાવેલો હતો. જ્યારે ગામને સામુદાયિક રીતે કંઈ પણ કહેવાનું હોય ત્યારે એક માણસ માંચડા પર ચડીને ધ્વનિવર્ધક ભૂંગળું હાથમાં રાખીને ગામને કહી જણાવે છે. સરકારની કોઈ પણ સૂચના કોઈ ન સાંભળે એવું નહીં. આપણે ત્યાં ગૅઝેટ બહાર પડે અને તલાટી ચોરે ચોંટાડે અને પછી જેને વાંચવું હોય તે વાંચે, એવું અહીં ચીનમાં નથી. અહીં એકેએક માણસ આવી જાહેરાતની ઝીણામાં ઝીણી વિગત જાણતો હોય છે.

ફરતાં ફરતાં એક શકરિયાનું ખેતર જોયું. ત્યાં લોકો શકરિયાં ખોદી રહ્યા હતા. કેટલાંક શકરિયાં આપણે ત્યાંના જેવાં લાંબાં અને લંબગોળ અને કેટલાંક આપણે ત્યાંના બિજોરા જેવાં ગોળ હતાં. એથી અઢી શેરનું એક થાય છે. જમીન બહુ સારી ન હતી. એમાં કેટલાં ઊતરશે એમ જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે જવાબ મળ્યો કે એકરના છઠ્ઠા ભાગમાં પાંચ હજાર રતલ નીકળશે. સાંભળીને ખૂબ નવાઈ લાગી. આગળ જતાં બીજી એક નવાઈ જોઈ. ઘઉંના દાણાને પણ થોડા થોડા અંતરે રોપવામાં આવતા હતા. રોપતાં પહેલાં જમીનને ખેડીને ચોખ્ખી અને પોચી બનાવેલી હતી. ત્રણ ચાર ફૂટ પહોળા પાયા અને બાજુએ નીકો. શાકભાજી વગેરે માળા કરીને વાવવામાં આવે છે. આમાં હાથથી ખાડો કરી તથા એમાં ખોળનું ખાતર નાખીને પાંચથી

છ દાણા નાખવામાં આવતા હતા. આવું પહેલી જ વાર જોયું. આનો પાક કેટલો ઊતરે છે એવું પૂછતાં જવાબ મળ્યો કે એક એકરે ચાળીસ મણથી વધુ થતા નથી. થોડી મકાઈ પણ પાકે છે. એની લોકો ઘેંસ બનાવે છે. મોટે ભાગે તો ચોખા જ ખાય છે. અહીં એક પ્રકારનું ઝાડ થાય છે, તેનાં ફળનાં બિયાંને શેકીને પિલાવી તેમાંથી તેલ કાઢવામાં આવે છે, જેમ આપણે ત્યાં મહુડાનું તેલ, ડોળિયું નીકળે છે.

અમે ગામડે હતા તે રાત્રે ખૂબ ઠંડી હતી. ઓઢવાનું હતું એથી ઠંડી ખાસ જણાઈ નહીં. પરંતુ રાત દરમિયાન તો ઠંડી એટલી પડી કે પેશાબ કરવા માટે પણ ઊઠવાનું મુશ્કેલ જણાયું. સવારમાં ધુમ્મસ ખૂબ હતું.

એક સાંજે એક ખેડૂતને ઘેર ગયેલા ત્યાં અમે જોયું કે એક મોટા ડહેલામાં બાર ઓરડાવાળું એવું મકાન હતું. મોટો ચોક હતો અને વચમાં વાર્નિશ કરેલી એક મોટી પાટ હતી. આ જોઈને અમને નવાઈ લાગી. પરંતુ પૂછતાં માલૂમ પડયું કે મૂળ આ ઘર એક જમીનદારનું હતું. જમીનદાર પાસે આ વધારાનું મકાન હોવાથી મુક્તિ પછી લઈ લેવામાં આવ્યું હતું અને ઘર વગરના પાંચ ખેડૂતોને આ મકાનના ઓરડાઓ વહેંચી આપવામાં આવેલા. જમીનદારના ફર્નિચરમાંથી પાંચ ખુરશીઓ અને પાટ પણ એમને વહેંચી આપવામાં આવી હતી.

અમારો મુકામ જે ગામમાં હતો તેના બીજા ભાગમાં બે ફર્લાંગ જેટલે દૂર રહેતા એક જમીનદારને પણ અમે મળ્યા. જમીનદાર પોતે ખેતરે ગયો હતો. એનો વીસ પચીસ વર્ષની વયનો દીકરો ઘેર હતો. એની સાથે વાતો કરતાં જણાયું કે

ગામના ખેડૂતોમાં દરેક વ્યક્તિને ફાળે આવે એટલી જમીન એની પાસે રહી હતી અને બાકીની વહેંચી આપવામાં આવી હતી. રહેવાનું મકાન એની પોતાની પાસે રહ્યું પરંતુ વધારાની એક ઓરડી ગામના પંચમાં ગઈ. હવે તો જમીનદાર એ નામ જ મોટું રહ્યું છે! ચૌદ એકર જમીનનો આ માલિક જમીનદાર કહેવાતો અને એમાંથી બે એકર જમીન એને આપીને બાકીની અન્ય ખેડૂતોને વહેંચી આપવામાં આવેલી. પહેલાં સાત આઠ ગણોતિયા એની જમીન ખેડતા, તે હવે જાતે ખેતી કરે છે. આ ઉપરાંત કાગળ બનાવવાનું કામ પણ એ કરે છે. અસલ ગણોતિયા પાસેથી ગણોત લેવામાં આવતું; ટૂંકમાં ગણોતિયાને ચૂસવામાં આવતા હતા, એમ અમને કહેવામાં આવ્યું. વાત વાતમાં અમને જાણવા મળ્યું કે જમીન વડીલોપાર્જિત ન હતી, પણ આ છોકરાના પિતાએ ઊંધુંચત્તું કરીને ગમે તેમ મેળવેલી. ગામમાં પરસ્પરસહાયક મંડળમાં પોતાનાથી કામ નહીં થતું હોવાથી આ લોકો જોડાયા નથી, જોકે હવે જોડાવાની તેમની ઇચ્છા થતી જાય છે.

એને ત્યાંથી બહાર નીકળતાં બારણા પાસે એક નાનું મંદિર જોયું. એમાંની મૂર્તિઓને ફેંકી નહોતી દીધી, પરંતુ સંગ્રહ-સ્થાનમાંની મૂર્તિઓની જેમ એમને રાખી મૂકી હતી. મૂર્તિનો ઘાટ આપણા દેશમાંની મૂર્તિઓ જેવો હતો. આ મંદિરને અંગે એક મકાન હતું, તે ગામલોકોના ઉપયોગ માટે લેવાતું હતું.

આગળ ચાલતાં બીજા એક ખેડૂતને અમે મળ્યા. આ ખેડૂત પાસે એકાદ શુંઠો જમીન હતી. હવે એની પાસે બે એકર જમીન થઈ છે. આ ખેડૂત પણ પહેલાં પરસ્પરસહાયક

મંડળમાં જોડાયો ન હતો, પણ એનું પરિણામ સારું ન જણાયું. બીજાઓના કરતાં એનો પાક ઓછો ઊતર્યો. આથી ચાલુ વર્ષે તે જોડાયો છે. એનું ઘર દેખાવમાં સારું હતું. પૂછતાં ખબર પડી કે એના દાદાએ મહેનત અને કરકસરથી એ બાંધેલું હતું. એની પાસે થોડી જમીન હતી પણ આ ખેડૂતના બાપે પ્રમાદમાં ખોઈ નાખી હતી. માત્ર ઘર બાકી રહ્યું હતું. પણ હવે વધુ જમીન મળવાથી એ બહુ ખુશ થયો હતો. પોતે નવાં કપડાં ખરીદ્યાં હતાં. એના ઘરમાં અમે ટોપલામાં રેશમના કોશેટાઓ ભરેલા જોયા. આ સંબંધી પૂછતાં તેણે કહ્યું: "આ કોશેટાઓ મારા ઉપયોગ માટે છે." આનું કપડું બનાવી લેશો? એ પ્રશ્નના ઉત્તરમાં એણે કહ્યું: "કપડું નહીં બનાવું, પરંતુ કોશેટાનું ગુંછાવાળું રેશમ કપડાની અંદર રૂની જગાએ વાપરીને મારે માટે ઠંડીમાં પહેરવાનો કોટ બનાવીશ." આ ખેડૂતના ઘરમાં કેટલું અનાજ વપરાતું હતું એ પ્રશ્નના જવાબમાં એણે જે આંકડો આપ્યો તે ચોંકાવનારો હતો. માથાદીઠ બાવીશ મણ અનાજ વર્ષે ખાવા જોઈએ છે!

ત્યાંથી આગળ ચાલ્યા ત્યાં એક દેરું જોયું. આમાં પણ એક મૂર્તિ હતી, પણ કોઈ એની પૂજા કરતું ન હતું. પહેલાં એવી માન્યતા હતી કે "દર્શન કરીએ તો લક્ષ્મી વધે." પરંતુ હવે ખેડૂતો કહે છેઃ "લક્ષ્મી તો મહેનતથી વધે છે, દર્શનથી નહીં, એવું હવે અમને માલૂમ પડયું છે માટે અમે મહેનત કરીએ છીએ." આ સાંભળ્યું ત્યારે મને ભાગવતની એક વાત યાદ આવી: ગોકુળમાં ઇન્દ્રની પૂજા કરવાનો રિવાજ હતો. કૃષ્ણે ગોવર્ધનની પૂજા કરવાનું કહ્યું, કારણ કે ઇન્દ્ર બચાવવાનો

નહોતો, પણ ગોવર્ધન બચાવવાનો હતો.

ત્યાંથી આગળ ઉપર એક બીજું મંદિર હતું. એ ચીનના જૂના તાઓ ધર્મનું હતું. એમાં જે મૂર્તિઓ હતી, તેમને એક ઓરડીમાં રાખી મૂકીને ગામલોકો સંસ્કારકેન્દ્ર ચલાવે છે. ડાંગરના પરાળમાંથી અહીં કાગળ બનાવવામાં આવતો હતો.

બપોરે જમીને અમે એક બીજે ગામ ગયા. અહીં એક ખરીદવેચાણ કરતી સંસ્થા જોઈ. એ તેર ગામો વતી ચાલતી હતી. તેર ગામમાં લગભગ ૫૬૦૦ માણસોની વસ્તી છે, અને ૩૧૦૦ સભ્યો છે. અઢાર વર્ષની નીચેના ૫૨૧ સભ્યો છે. શેર બબ્બે રૂપિયાના હતા આ મંડળી ખેડૂતોનો માલ ખરીદે છે અને જોઈતી તમામ વસ્તુઓ અહીં વેચાય છે. ત્રણ ટકા નફો કરવામાં આવે છે. આમાંથી એક ટકો સેલ્સટેક્સનો જતાં બાકીના બે ટકા નફામાંથી મંડળી ચાલે છે. આ મંડળીને કારણે બીજા વેપારીઓના વેપાર તૂટી ગયા છે. દુકાનનું મકાન ગામના પ્રમાણમાં મોટું અને સરસ હતું. તે જમીનદારનું લીધું હતું. એનું ભાડું માસિક છ રૂપિયા જેટલું હતું.

આ જોયા પછી એક બીજા જમીનદારને ત્યાં ગયા. આનું પણ વધારાનું મકાન લઈ લેવામાં આવ્યું હતું વધારાની જમીન પણ લઈ લેવામાં આવી હતી. એને ખેડવા અપાયેલી જમીનની વ્યવસ્થા એ પોતે કરતો હતો એ અમારી સાથે વાતો કરતો હતો ત્યારે અમે ખેડૂતને લૂંટતા, હેરાન કરતા, વગેરે કહેતો હતો. એની વાતો પરથી એક પ્રશ્ન તો થયો જ: એને હવે પશ્ચાત્તાપ થતો હશે કે કહેવું પડતું હશે માટે કહેતો હશે? પૂર્વે એના ઠાઠમાઠ અને વૈભવ ખૂબ હતા. પણ હવે એ ભોગવાય તેવા

રહ્યા નથી. ૬૭ વર્ષની વયનો આ માણસ આ બધું જાણે એ બધું જ્ઞાનપૂર્વક છોડયું હોય એવો દેખાવ કરતો હતો. પણ એની ભાષા હૃદયની નહીં, પણ દબાણની લાગી. આ વાતો થતી હતી, ત્યારે ત્યાં આવેલા ગામના લોકોમાંનો એક માણસ લખી લેતો હતો.

ખેડૂતો જે વાતો કરે છે તેમાં આ એક જ ધ્વનિ હોય છેઃ 'અમે અમારી જમીનમાંથી વધુમાં વધુ પાક કઈ રીતે લઈ શકીએ.' આ સૂત્ર જ સર્વત્ર રામનામ બની ગયું છે.

અમારા યજમાનોએ અમને ટાઢ ન લાગે તે માટે ખૂબ મહેનત લીધી હતી. અહીં તાપણીએ તાપવાનો રિવાજ નથી. કેટલાંક ઘરોમાં સૂવાના ઓરડામાં એક ભાગમાં ઊંચો ઓટલો કરવામાં આવ્યો હોય છે અને બીજા ઓરડામાં એક ચૂલો રાખવામાં આવેલો હોય છે. ઓટલો પોલો રાખે છે, અને ચૂલામાંથી આ ઓટલાને ગરમી આપી ઉપરની બેઠક કે તેના પરની પથારીને ગરમ કરવાની ગોઠવણ હોય છે. લોકો આ ઓટલા પર સૂઈ રહે છે.

નાસ્તો કરીને બે ત્રણ માઈલ દૂર આવેલા એક ગામડામાં ગયા. આ ગામ પહાડની તળેટીમાં આવેલું હતું. ઠીક ઊંચા પહાડમાંથી એક નદી નીકળતી હતી. આ પ્રદેશમાં નદીઓની સંખ્યા ઠીક પ્રમાણમાં હતી. નદીઓમાંથી નહેરો દ્વારા પાણી લઈને ખેતરોને પૂરું પાડવાનો રિવાજ પરાપૂર્વથી ચાલ્યો આવે છે. આથી આ દેશમાં દુષ્કાળનો ભય ઓછો છે. જમીન બહુ થોડી, એટલે ડુંગરો ખોદીને માળ બનાવીને ખેતી કરવામાં આવે છે. આ જમીન સૂકી જમીનના નામથી ઓળખાય છે.

જે ગામમાં અમે ગયા હતા તેમાં ૧૫૮ કુટુંબ અને ૬૦૫ માણસની વસ્તી હતી. ગામની પોતાની નિશાળ ન હતી, પણ બે ત્રણ ફર્લાંગ દૂર આવેલા બીજા ગામમાં નિશાળ હતી, ત્યાં બધાં છોકરાં ભણવા જતાં. મુક્તિ પછી તો મોટાંઓને પણ ભણવાનો રંગ લાગેલો. એટલે તેમણે આ ડુંગરા પરથી લાકડાં કાપી લાવીને એક સંસ્કારમંદિર બનાવ્યું હતું. અહીં તેઓ અક્ષરજ્ઞાન મેળવતા.

ચીની ભાષામાં હજારો અક્ષરો છે. એ બધા અક્ષરો જાણનારો મોટો ભાષાપંડિત કહેવાય છે, કેમકે ચીની ભાષામાં અક્ષર એ શબ્દ છે. પણ આ ગામની શાળાનો શિક્ષક ઓછું ભણેલો હતો. એ મોટાઓને ભણાવતો હતો. ભણનારાઓમાંથી કેટલાક ૨૦૦૦ અક્ષરો સુધી પહોંચી ગયા હતા. ૫૦૦ ઉપર અક્ષર હાથે ચડે એટલે લખતાં વાંચતાં આવડ્યું ગણાય. ચીની લિપિ એ ચિત્રલિપિ છે. એક ચિત્રમાં આખો શબ્દ આવી જાય. ગામલોકોએ પોતાને વાંચવા માટે સહેલી ચોપડીઓ લાવીને ત્યાં મૂકી હતી. જુવાનિયાઓએ એક નાટકમંડળી ઊભી કરેલી. આમાં મોટો ભાગ છોકરીઓનો હતો. અહીંની છોકરીઓએ અમે ગઈ કાલે જોડેના ગામમાં હતા ત્યાં આવીને અમને નાટક ભજવી બતાવેલું.

આ ગામનો ચૂંટાયેલો મુખી પહેલાં એક જમીનદારનાં ઢોર ચારતો. એની પાસે જમીન હતી નહીં. મુક્તિ પછી જમીનદારની જમીન લઈ લેવામાં આવી અને ગામમાં સરખે ભાગે વહેંચતાં એને ભાગે એક એકરથી થોડી ઓછી જમીન આપી હતી. આ ગામમાં ૨૭ માણસો મતદારો તરીકે ચૂંટાયા

હતા. અને આ મતદારો પૈકી પેલો માણસ મુખી થયો. એ એક હોશિયાર જુવાન લાગ્યો. ૨૭ મતદારો સાથે આ જુવાન ગામનો વહીવટ સંભાળતો હતો. અહીં 'વધારે અનાજ વાવો'ની ઝુંબેશ ખૂબ જોરથી ચાલતી હતી. સરકારને જે અનાજ મહેસૂલમાં આપવાનું હોય એ વિશે માંચડા ઉપરથી ગામને જાહેરાત આપવામાં આવે અને પછી ગામલોકો જ્યાં અનાજ આપવાનું મથક હોય ત્યાં જઈ ને આપી આવે. આપણી પેઠે તલાટી રાખીને રાવણિયા મારફત અનાજ ઉઘરાવવાની પ્રથા ત્યાં નથી. કેટલો પાક ઉતારવો એ પહેલેથી જ નક્કી હોય છે. એમાંથી ૧૪ ટકા અનાજ સરકારને આપવાનું હોય છે. નક્કી કરેલા અનાજથી જો વધુ પાક થાય તો એ વધુ અનાજમાંથી ભાગ આપવાનો નથી હોતો. કોઈ વધારો છુપાવતું નથી. કારણ કે વધારાના અનાજમાંથી ભાગ આપવાનો નથી હોતો. ઊલટું, જે વધુ પકવે છે તેનું બહુમાન કરવામાં આવે છે.

અહીં ચાના છોડ જોવાના પણ મળી ગયા. છોડ ચારથી પાંચ ફૂટ ઊંચા અને આઠેક ફૂટના ઘેરાવાના હતા. એનાં પાન લીંબોઈનાં પાન જેટલાં લાંબાં હતાં. આ પાન શા માટે તોડી લેવામાં નથી આવ્યાં એવો પ્રશ્ન પૂછતાં જવાબ મળ્યો કે આ મોસમ ચાની ન હોવાથી એ તોડવામાં આવ્યાં નથી. વળી એ પાન ખપમાં પણ ન આવે: મોસમમાં છોડને કૂંપળો ફૂટે છે. એના ઉપર ઝીણાં પાન આવે છે. એમને વીણી લઈ ચા બનાવવામાં આવે છે. વરસમાં તેની બબ્બે માસની ત્રણ મોસમો આવે છે. છોડ એટલા દૂર દૂર વાવવામાં આવે છે કે વચલી જમીનમાં શાકભાજીનો પાક લઈ શકાય છે.

અહીંથી જે બીજા ગામમાં અમે ગયા તેમાં ૧૦૬ કુટુંબ હતાં. ગામ ડુંગરની તળેટીમાં હતું. વાંસનાં ઝાડ ત્યાં ઠીક પ્રમાણમાં હતાં. એ ઝાડ ત્રીસ ફૂટથી વધુ ઊંચાં હતાં. આછાં આછાં હોવાથી તેમનો દેખાવ સુંદર લાગતો હતો. ગામ બહાર નદી ઉપર જમીનદારનું એક મોટું ઘર હતું. મુક્તિ પછી આ ઘર જમીનદાર પાસેથી લઈ ને તેમાં પાંચ ખેડૂતોને વસાવ્યા હતા. જમીનદાર ગામમાંથી હેંચાઉ ચાલ્યો ગયો હતો. આ ગામમાં પણ સમૂહખેતી, સહકારી ખેતી અને પરસ્પર સહાયવાળી ખેતી એમ ત્રણે પ્રકારના પ્રયોગો ચાલતા હતા. લોકોમાં જાગૃતિ ખૂબ દેખી. અહીં એકવીસ કુટુમ્બીઓનું એક જૂથ સમૂહખેતી કરતું. એમાં બાળકોને કારણે સ્ત્રીઓ પૂરું કામ આપી શકતી ન હતી. એટલે એ બધાંએ ભેગાં મળી એક બાલસંરક્ષણખાતું ખોલ્યું. એકવીસમાંથી ચાર પાંચને છોકરાં ન હતાં, અને સોળ સ્ત્રીઓ છોકરાંવાળી હતી. પેલી પાંચ છોકરાં વિનાની સ્ત્રીઓને આ છોકરાં ઉછેરવાનું કામ સોંપવામાં આવ્યું. જમીનદારના મકાનમાંથી આ કાર્ય માટે થોડોક ભાગ જુદો કાઢવામાં આવ્યો હતો. અહીં પેલી સ્ત્રીઓ બાળકોને સંભાળતી હતી. એમને કંઈક ભણાવતી પણ ખરી. થોડીવાર કંઈક ગવરાવીને કે નૃત્ય કરાવીને બાળકોને તાલીમ આપતી હતી. જે માણસો ખેતીમાં આખો દિવસ કામ કરતા એના જેટલો જ આ સ્ત્રીઓનો મજૂરીનો દર ગણાતો હતો. ટૂંકમાં આ સ્ત્રીઓની ગણતરી પણ મજૂરોમાં જ થતી હતી. ચીનમાં કામનો દિવસ આઠ કલાકનો ગણાય છે. આ હિસાબે કેટલા કલાક કામ કર્યું છે તે નક્કી કરવામાં આવે છે. મજૂરીના પણ સખત, મધ્યમ અને હળવી એવા ત્રણ પ્રકાર છે. એના

દર પણ જુદા ઠરાવવામાં આવે છે. જમીનમાં જે દાણા પાકે તેમાંથી પાંચ ટકા અનામત રાખીને બાકીનામાંથી હિસ્સે આવતી મજૂરી પેટે એ દાણા વહેંચી આપવામાં આવે છે.

અહીંના ખેડૂતો અમારી સાથે ખૂબ ઉત્સાહથી વાતો કરતા હતા. ખેડૂતો ખૂબ પ્રેમાળ, મહેનતુ અને ખડતલ હતા.



## ચીનના સમાજજીવનમાં ડોકિયું

ગામડાં જોવા ગયા હતા ત્યારે રાત્રે વાળુ કરીને ગામના આગેવાનો સાથે અમે રોજ બેસતા. સામાજિક રીતરિવાજ સંબંધી અને બીજી વાતો થતી હું પ્રશ્નો પૂછતો અને એમના જવાબો પણ ઉત્તમ મળતા. આપણા અને એમના રીતરિવાજોમાં કોઈ મૂળભૂત ફરક નથી. આપણી માફક જ ચીનમાં પણ લગ્ન ગમે તેટલી ઉંમરે થતાં, બાળલગ્નો થતાં ને કજોડાં પણ થતાં. વરની ઉંમર કરતા કન્યાની ઉંમર ઘણી વાર ઘણી મોટી પણ જોવામાં આવતી. વરકન્યાનું લગ્ન કોઈ ત્રાહિત માણસ કરાવી આપતો. વરના કુટુંબીઓથી કન્યાને જોવાય નહીં. વચલો માણસ જે કરે તે જ સાચું માનવાનું. પણ જુદાનો ફરક એ કે ચીનમાં કન્યા વરને ઘેર આવીને પરણતી. કન્યાના બાપને ઘેર કશો જ ખર્ચ થતો નહીં. છૂટાછેડાની તો વાત જ ન હતી. પુનર્લગ્નનો રિવાજ નહોતો, પણ એકથી વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ હતો. હેંગાઉના એક જમીનદારને અગિયાર સ્ત્રીઓ હતી આ ગામમાં પણ બબ્બે ચાર ચાર સ્ત્રીઓ કર્યાના દાખલા હતા સ્ત્રીઓને મારવાનો રિવાજ પણ સારા પ્રમાણમાં હતો. સ્ત્રી

ઘરની બહાર ખેતરમાં કામ કરતી નહીં. તેમ છતાં લાજ કાઢવાનો રિવાજ નહોતો.

મુક્તિ પછી લગ્નનો જે કાયદો થયો તેમાં અઢાર વર્ષની કન્યા અને વીસ વર્ષનો છોકરો લગ્ન માટે લાયક ગણાયાં. લગ્ન પહેલાં છોકરા અને છોકરીનો ઓછામાં ઓછા છ માસનો પરિચય હોવો આવશ્યક લેખાય છે. બન્ને પરસ્પરના કામમાં મદદગાર નીવડશે એવી ખાતરી થયા પછી અને બન્નેની તબીબી તપાસ કરાવી ઘટતું સર્ટિફિકેટ મેળવ્યા પછી લગ્ન થઈ શકે છે. લગ્ન નોંધાવી દીધું એટલે લગ્ન થઈ ગયું કહેવાય. એક પાઈ પણ આપવા લેવાની નહીં. જમણવાર કે એવો કોઈ ઉત્સવ કે વ્યવહાર પણ નહીં. લગ્ન પછી બન્નેને બને નહીં અને સાથે રહીને દુઃખી થતાં હોય તો સરકારી પરવાનગીથી છૂટાછેડા મેળવવાનો તેમને પૂરતો અધિકાર છે. પુનર્લગ્ન પણ કરી શકાય છે. આ કાયદાનો અમલ બહુ સારી રીતે થવાથી છોકરીઓ તો ખૂબ ખુશ થઈ ગઈ છે. બાપની મિલકતમાં પણ છોકરા જેટલો જ વારસો છોકરીને પણ મળે છે. આપણે ત્યાં હિંદુ કોડ બિલનો સમજ્યે કે વગર સમજ્યે ભારે કંકાસ ચાલુ છે. તેવો કંકાસ ચીનમાં નથી. લગ્નના કાયદાનો સમજીને અમલ કરવામાં આવે છે.

મરણ સંબંધી પણ કેટલીક વાતો થઈ. મરણ પછી જમાડવાનો રિવાજ અહીં હતો; પણ જુવાન પાછળ કોઈ ખાતું નહીં. એ વિષે એવો વહેમ છે કે જો જુવાન માણસના મરણ પછી ખાઈએ તો જુવાનીમાં મરણ આવે અને ઘરડા પાછળ ખાઈએ તો ઘડપણમાં મરણ આવે. મરી ગયા પછી શબને લાકડાની પેટીમાં મૂકીને ઓછામાં ઓછા બે દિવસ અને બે રાત સુધી

ઘરમાં રાખવામાં આવે છે. પછી ધર્મગુરુ આવીને કંઈક વિધિ કરાવે છે. આ વિધિ થયા પછી જ શબને લાકડાની પેટી સાથે જમીનમાં દફનાવવામાં આવે છે. આ રિવાજ હવે નીકળી જવા બેઠો લાગે છે. જમાડવાનું તો બંધ જ થઈ ગયું છે, અને દાટવાથી જમીન રોકાતી હોવાથી બાળવાની પ્રથા દાખલ કરવા ત્યાંના લોકો વિચારે છે, અને ઇચ્છે પણ છે.

ચીનમાં ભૂતપ્રેતનો વહેમ પણ આપણા જેવો જ હતો. અહીં પણ ભૂવાઓ આવી ભૂતપ્રેત કાઢતા અને પૈસા પડાવતા. મુક્તિ પછી એ બધું ગયું છે. આમ મુક્તિએ આવા વહેમોથી પણ લોકોને મુક્તિ અપાવી છે. ખરેખર, એ લોકો નૂતન ચીન એટલે ચીન દેશને જૂના ચીલામાંથી કાઢી નવે રસ્તે દોરી જઈ દેશની સિકલ બદલી નવું ચીન સરજવા માગે છે.



## એક જાહેર સભા અને રેંટિયાની ભેટ

પેકિંગમાં શાન્તિ પરિષદ પૂરી થઈ તેને બીજે દિવસે જૂના રાજમહેલના વિશાળ ચોકમાં પેકિંગના નાગરિકો અને શાન્તિ પરિષદના પ્રતિનિધિઓ મળી શકે તે માટે એક ભવ્ય મેળાવડો યોજાયો હતો. રાજમહેલ બહુ મોટા વિસ્તારમાં આવેલો છે. એ વિસ્તારમાં, રાજમહેલને શોભે એવાં બીજાં ઘણાં મકાનો આવેલાં છે. છતાં એક માળથી ઊંચાં મકાનો એમાં ન હતાં.

મુખ્ય મહેલનો દેખાવ ભવ્ય હતો. બધા જ મહેલોમાં મુખ્યત્વે લાકડું વાપરેલું નજરે પડતું હતું. જમીન પર ખટામાં

લાકડું જ વપરાયેલું હતું. કોતરકામ ભવ્ય હતું. લાકડા પર પૉલિશ કરી કોતરકામ કરી તેને સુંદર રંગોથી શણગારવામાં આવેલ છે. રાજાઓ તો ગયા, પણ કોઈ પ્રધાનો પણ એનો રહેવા માટે ઉપયોગ કરતા નથી. હવે એ સંગ્રહસ્થાન અને મજૂરો તેમજ વિદ્યાર્થીઓ માટેનું ક્રીડાંગણ બન્યાં છે. ત્યાં કેટલીક સરકારી કચેરીઓ પણ છે. પ્રધાનોને રહેવા માટે સામાન્ય મકાનો રાજમહેલની પાસે મળે છે. માઓ ક્યાં રહે છે તે પૂછ્યું પણ તેનું ચોક્કસ સ્થળ કોઈએ બતાવ્યું નહીં. પણ સાંભળ્યું છે કે તેઓ એક નાનકડા સાદા અલાયદા મકાનમાં રહે છે અને તેમના રહેઠાણની ગુપ્તતા જળવાય છે.

બપોરે એક વાગ્યે પેલી સભા માટે રાજમહેલના દરવાજામાં અમે દાખલ થયા ત્યારે અમે શું જોયું? બાબત બહુ નાની ગણાય પણ એની પાછળનો ભાવ અતિ ભારે હતો. વિદ્યાર્થીઓ ફૂલની છડીઓ લઈને હારબંધ ઊભા હતા અને એમની વચમાંથી પસાર થનાર એકેએક પ્રતિનિધિ સાથે શેકહેન્ડ માટે હાથ લંબાવતા હતા. પણ તેઓ એટલી મોટી સંખ્યામાં હતા કે સૌની સાથે હાથ મિલાવીએ તો હાથ સાજો રહે નહીં અને ખભામાંથી ઊતરી જાય. એમની સંખ્યા હજારોની હતી. એ બધા હારબંધ બે ત્રણ ફર્લાંગના વિસ્તારમાં ઊભા હતા. બધા જ આઠથી વીસ વર્ષની ઉંમરના હતા. તેઓ ચીની ભાષામાં 'હોપીન વાન્સે' એટલે 'શાંતિ અમર રહો' એ સૂત્ર પોકારતા હતા અને ગીત ગાતા હતા. કેટલાક તો તાલબદ્ધ રીતે ઊછળતા હતા. ઘણા સાથે હાથ મિલાવ્યા પરંતુ તેમની બધાની સાથે હાથ મિલાવવાનું અમારું ગજું ન હતું.

અમે વ્યાસપીઠ પર પહોંચ્યા. મહેલનું એ વિશાળ ચોગાન હતું. બહુ મોટી ઉમરનાં સ્ત્રીપુરુષો તો ત્યાં ન જોયાં પણ વીસથી ત્રીસ-પાંત્રીસ વર્ષની આસપાસના યુવાનો, યુવતીઓ, મજૂરો, કારીગરો, વેપારીઓ, ધર્મગુરુઓ વગેરે મળી લગભગ ચાળીસ હજારની મેદની ત્યાં જમા થઈ હતી. સૌના હાથમાં ફૂલોની છડીઓ હતી. શાંતિના ચિહ્ન તરીકે કબૂતરનાં ચિત્રોવાળાં પૂઠાં લાકડી ઉપર ચોટાડીને તે હાથમાં ઊંચે રાખી બધાં ઊભાં હતાં અને તાળીઓ પાડતાં હતાં, સૂત્રો પોકારતાં હતાં, શાંતિગીતો અને રાષ્ટ્રગીતો વગેરે ગાતાં હતાં. થોડીવાર પછી સમારંભના પ્રમુખ પ્રોફેસર ચાંગ શી રો આવ્યા. તેઓ ચીનની એક યુનિવર્સિટીમાં રાજકારણના પ્રાધ્યાપક છે. પરદેશ સંપર્ક ખાતા અંગેની પ્રજા સમિતિના પણ તેઓ આગેવાન છે તેમણે ઊભા થઈને આડત્રીસ દેશોના પ્રતિનિધિઓ ત્યાં શાંતિ પરિષદમાં આવ્યા હતા, તેમણે શું કામ કર્યું અને કેવા ઠરાવો કર્યા તેની સૌને માહિતી આપવા માંડી. એ પહેલાં તેમણે પોતાના બે હાથ ઊંચા કરી બધાંને બેસી જવાની સંજ્ઞા કરતાં સૌ તરત જ બેસી ગયાં. તે પણ વ્યવસ્થિત રીતે અને જરા પણ ધક્કામુક્કી કર્યા સિવાય. એ પ્રજાની એ ખૂબી હતી. એકલા પ્રમુખ જ ઊભા હતા. આપણે ત્યાં આટલા માણસોને પ્રથમ ઊભાં રાખીએ અને પછી બેસવાનું કહીએ તો જગ્યા માટે ભારે ધક્કામુક્કી થાય. પણ આ સભામાં તો સૂચન થતાં બે મિનિટમાં જ બધાં બેસી ગયાં, ક્યાંય ધક્કામુક્કી કે ધમાલ જણાઈ નહીં. આ જોઈને અમને બધાંને ખૂબ નવાઈ લાગી. જાણે બધાને લશ્કરી શિસ્તની તાલીમ મળી ન હોય. બધાં જ શાંતિથી બેઠાં. તેમાં જોયું તો બહુ મોટા

ભાગના લોકો ભૂરા પોશાકમાં હતા. કેટલાકનો પોશાક ભૂરો હતો પણ માથે સફેદ ટોપી હતી. કેટલાક બૌદ્ધ સાધુઓ પણ પીળા પોશાકમાં હતા. તેમનાં માથાં બોડિયાં હતાં વિદ્યાર્થીઓ ખુલ્લે માથે સુંદર પોશાકમાં હતા.

એ બધા બેસી ગયા ત્યારે એક ચીની સ્વયંસેવક અમારી પાસે આવ્યો. એ અમારી સાથે અમારા દુભાષિયા તરીકે પણ કામ કરતો હતો. તેણે અમને એ બેઠેલી સભાની એક ખૂબી બતાવી. એ જોઈ અમને ભારે આનંદ થયો કેમ કે એમાં એ લોકો એ રીતે બેઠા હતા કે તેમના પોશાક તેમજ તેમનાં માથાં પરની ટોપીઓથી ચીની ભાષાના 'હોપીન વાન્સે' એવા અક્ષરોની ભાત ઊઠતી જતી હતી, જેનો અર્થ ચીની ભાષામાં 'શાંતિ અમર રહો' એવો થાય છે. આ કેવી તાલીમ કહેવાય!

પછી આડત્રીસ દેશોના શાંતિચાહક પ્રતિનિધિઓમાં જેઓ આગેવાનો હતા તેમણે ભાષણો કર્યાં. તેઓ બધા પોતાની ભાષામાં બોલતા હતા. દુભાષિયાઓ સાથોસાથ વાક્યે વાક્યે એનો તરજુમો કરતા જતા હતા. ત્યાં બોલાયેલી મુખ્ય મુખ્ય ભાષાઓ આટલી હતી: અંગ્રેજી, રશિયન, સ્પેનિશ, ચીની, જાપાનીઝ, થાઈ, અરબી વગેરે. આ બધી ભાષાના દુભાષિયા તરીકે કામ કરનાર એક યુવાન સિવાય બાકીની બધી છોકરીઓ હતી. આ કાર્યક્રમ સાંજના પાંચ વાગ્યા સુધી એટલે કે પૂરા ચાર કલાક સુધી ચાલ્યો, પણ સભામાં ક્યાંય અવ્યવસ્થા પરખાઈ નહીં.

સમારંભ વિસર્જન થતાં પહેલા ભેટો આપવાનો કાર્યક્રમ રખાયો હતો. દરેક દેશના પ્રતિનિધિઓ જે ભેટ સાથે લાવ્યા હતા તે એમણે આપી ભારતના લોકોએ પણ જુદી જુદી વસ્તુઓની

ભેટ આપી. શ્રી યશવંતભાઈએ ગુજરાત વિદ્યાસભા સ્થાપિત નટમંડળ વતી કલામય મારવાડી પોશાક ભેટ આપ્યો. મેં રેંટિયો અને પૂણીઓનું બંડલ ભેટ તરીકે આપ્યાં.

★

## પેકિંગ છોડયા પછી

પેકિંગવાસ પૂરો થયા પછી અમે ઈશાન ચીન અથવા મંચૂરિયાના પાટનગર મુકડેન જવા નીકળ્યા. અમને બહુ ઠંડી ન લાગે તે માટે એક ગરમ સ્વેટર અને પાટલૂન આપ્યાં. પણ હું અને મનહર ખાદી સિવાય કશું પહેરીએ નહીં એટલે માનપૂર્વક આપની ભેટ ગ્રહણ કરીને પરત કરીએ છીએ એમ જણાવ્યું, જોકે એ લોકોએ અમને આપવાનો ખૂબ આગ્રહ કર્યો. અમારી વાટખર્ચીને માટે ૧૦ લાખ યુઆન અને ૧૦૦ અમેરિકન ડૉલર એટલે આશરે ૭૫૦ રૂપિયા આપવા માંડયા હતા. એની પણ અમે સૌએ પ્રેમપૂર્વક ના પાડી.

અમે સ્ટેશને આવ્યા. ત્યાં ચીનની શાંતિ પરિષદના મુખ્ય માણસો મળવા આવ્યા હતા. ઉપરાંત વિદ્યાર્થીઓનાં ટોળાં તો હોય જ. એ કોલેજના વિદ્યાર્થીઓ 'શાંતિ અમર રહો' (ચીનની ભાષામાં 'હોપીન વાન્સોં') એમ ગર્જના કરતાં ધૂન મચાવતા હતા. છોકરા કરતાં છોકરીઓની સંખ્યા વધારે હતી. એમનો ઉત્સાહ પણ વધારે હતો. નાનાં નાનાં છોકરાં ફૂલછડીઓ લઈને આવ્યાં હતાં. કેટલીક છોકરીઓ ઢોલક અને છબછબિયાં તાલબદ્ધ વગાડતી સાદા પોશાકમાં ઊભી હતી. બહુ નિકટના સ્વજનને વળાવતા હોય તે રીતે અમને વળાવ્યા. સમસ્ત ચીનના સહકારી

માતાના ઉપવડાની આંખમાંથી વિદાય વેળાએ જે પ્રેમાશ્રુ નીતરતાં હતાં તે કદી ભુલાવાનાં નથી.

મુકડેન પહોંચ્યા તે પહેલાં દૂરથી અમદાવાદની માફક ભૂંગળાં જણાવા લાગ્યાં. વિમાની મથક પહેલાં જણાયું. નાનાં મોટાં વિમાનો સારા પ્રમાણમાં હતાં. કેટલાંક તો એક માણસ એમાં બેસીને ઊડી શકે તેવાં હતાં. ચીન પાસે પણ કલાકના સાતસો માઇલની ઝડપે ઊડી શકે તેવાં જેટ વિમાનો હતાં. મુકડેન આવ્યું ત્યારે ઠંડીના સુસવાટા વાગતા હતા. ગાડીમાંથી નીચે ઊતર્યાં ત્યારે શરીરમાં આરપાર પેસી જાય તેવો ઠંડીનો સપાટો હતો. તેમ છતાં મોટી સંખ્યામાં છોકરા-છોકરીઓ અને ગામલોકો તથા કેટલાક આગેવાન ગૃહસ્થો અમને લેવાને આવ્યા હતા. આઠ દસ વર્ષનાં ભૂલકાં, ગોરાં શરીર અને કાળાં કપડાં સાથે હાથમાં રંગબેરંગી છડીઓ લઈને ઊભાં હતાં. તાળીઓના ગડગડાટ અને 'હોપીન વાન્સે'ની ગર્જનાથી તેઓ અમારું સ્વાગત કરતાં હતાં. દસ બાર વર્ષની ઉંમરના એક છોકરાએ મને છડી આપી અને પછી બાઝી પડયો. તેનું શરીર ઠંડું હિમ જેવું લાગતું હતું. માથું પણ ઠંડું હતું. ગુલાબી ગાલ અને હાથ પણ ઠંડા હતા. છોકરો મને ખૂબ ભેટ્યો, અને સ્ટેશનથી બહાર આવ્યા પછી પણ વળગેલો જ રહ્યો. એ પ્રમાણે બીજાં છોકરાંઓ દરેકને વળગી પડયાં હતાં. કૉલેજનાં છોકરા-છોકરીઓ સશક્ત શરીરવાળાં, આપણી સરહદના પઠાણના જેવાં ગૌર વર્ણવાળાં હતાં. મોંના ઘાટ મોંગોલિયન પ્રકારના હતા.

સ્ટેશનમાંથી બહાર નીકળ્યા તો બન્ને બાજુએ પાંચ સાત માણસો એક સાથે ઊભા રહે તેનાથી પણ મોટી હાર, લગભગ

દોઢ ફર્લાંગ સુધી, એટલે કે, અમારી હોટેલના મુકામ સુધી હતી. આશરે ચાળીસ પચાસ હજાર માણસો હશે. એ બધું માણસ હસતું અને પોકારો કરતું. ઊભું હતું. આ દેખાવ વર્ષો સુધી યાદ રહેશે. મારી જગ્યાએ બબલભાઈ આવ્યા હોત તો ફાયદો થાત મેં આવું જાણ્યું હોત તો બબલભાઈને મોકલત અગર સાથે આવવા આગ્રહ કરત. અહીં બાળકોને અનેક પ્રકારની નવી તાલીમ મળી રહી છે, કેમકે એમને નવો સમાજ ઘડવો છે. કૉલેજમાં ભણતાં છોકરાંઓમાંથી કેટલાંક અમારી સાથે દુભાષિયા તરીકે કામ કરતાં હતાં. એમનામાં વિનય, લાગણી અને ઊંડી સમજ હતી. એનું હું શું વર્ણન કરું?

☆

## ઈશાન ચીનના અનુભવો

મુકડેનમાં એક સ્થાયી ઔદ્યોગિક પ્રદર્શન હતું તે જોવા એક સાંજે અમે ગયેલા. પ્રદર્શનમાં ઘણી વસ્તુઓ જોઈ. લોખંડના યંત્રોના ભાગો ઉપરાંત પાતળા લોખંડના તારથી માંડીને ગેલ્વેનાઈઝ્ડ પતરાં, પંપો, વગેરે ઘણા ભાગો જોયા. વીજળી યંત્રોના તમામ ભાગો, મોટરો, તાર અને ગોળાઓ જોયા. કાચનો અને ચિનાઈ માટીનો સામાન, સુથાર–લુહારને ખપ આવે તેવાં હથિયારો, સાબુ, રબરના ઝાડથી માંડીને તેના તૈયાર માલની બનાવટો, ટાયર, ટ્યૂબ, પટ્ટા, જોડાનાં તળિયાં, રબરના ઓવરકોટ વગેરે અનેક વસ્તુઓ જોઈ. સાથે ખનિજ પદાર્થો અને તેનો ઉપયોગ, ઔષધિઓ, ખેતીને ઉપયોગી ખાતરો અને ખાતરથી થનારા પાકના નમૂનાઓ જોયા. કોલસાની ખાણો આબેહૂબ મશીનરી

સાથે બનાવી હતી. ડુંગરમાંથી ખોદીને વીજળિક ગાડીઓથી કેવી રીતે કોલસા બહાર કાઢવામાં આવે છે તે બધા જ દેખાવ બતાવ્યા હતા. કેટલીક ઔષધિઓ બનાવવાનાં કારખાનાંના નમૂના બતાવ્યા હતા. ચાંદી, સોનું, તાંબું. વગેરે ધાતુઓ શુદ્ધ થાય છે તે બતાવ્યું. કાપડ અને કપાસથી માંડીને વણાટ સુધીની ક્રિયાઓ જોઈ. છથી ત્રીસ નંબરના સૂતરમાંથી કાપડ બનાવે છે. આપણા દેશની પેઠે ચીને બારીક કાપડ પ્રત્યે પ્રગતિ કરી નથી, પરંતુ દેશની જરૂરિયાતને પહોંચી વળવા માટે દૃષ્ટિ રાખી છે. ત્રણ વર્ષમાં અઢીગણું ઉત્પાદન વધાર્યું છે. મજૂરોને અહીં આઠ કલાક કામ કરવાનું હોય છે, અને તે દરમિયાન વધારેમાં વધારે ઉત્પાદન કઈ રીતે થાય તે દૃષ્ટિથી કામ થાય છે. ચીનમાં આરસ, સંગેમરમર જેવા સુંદર પથ્થરો થાય છે. એવા પથ્થરો પણ જોયા અને એમાંથી બનાવેલી વસ્તુઓ, તેના નકશાઓ, એની ઉત્પત્તિનો ઈતિહાસ, ત્રણ વર્ષમાં સાધેલી પ્રગતિ દર્શાવતા આંકડાઓ વગેરે પણ જોયું. આ બધું સમજાવવા માટે ત્યાં છોકરીઓ કામ કરતી હતી. છોકરાઓ બહુ ઓછા હતા. જ્યાં જઈએ ત્યાં પંદર વર્ષથી ચાળીસ વર્ષના માણસો જણાય છે. ત્રણેક કલાક પ્રદર્શનમાં ફર્યા અને રાત્રે સાડાસાતે પાછા આવ્યા. ઠંડી તો ઉગ્ર રૂપ ધારણ કરતી હતી પણ અમને હરકત કરતી ન હતી. અમને જ્યાં ઉતારો આપ્યો હતો તે હોટલના ઓરડામાં હીટર હોવાથી ગરમી સારી રહેતી હતી, એટલે અંદર તો ઠંડીની કાંઈ જ ખબર પડતી નહોતી.

☆

## ખાણનગર કુશાનમાં

બીજે દિવસે સવારે અમે મુકટેનથી ઉત્તરે વીસેક માઈલ દૂર કુશાન ગયા. ત્યાં દુનિયાની મોટામાં મોટી કોલસાની ખુલ્લી ખાણ છે. એ આશરે ૬,૬૦૦ મીટર લાંબી, ૧,૬૦૦ મીટર પહોળી અને ૧૭૫ મીટર ઊંડી હતી (૧ મીટર=૩૯ ઇંચ). અમને સમજાવવા માટે નાનાં જૂથો પાડયાં. એક ભોમિયો અને એક દુભાષિયો આપ્યો. ખાણની એક ધાર પર ઊભા રાખીને વિશાળ ખાણ બતાવી. એ ખાણની અંદર આઠ દસ માળ પાડયા હતા. દરેક માળ પર વીજળીથી ચાલતી રેલવે ગાડીઓ દોડતી હતી. સુરંગોથી પૃથ્વીનું પડ ભેદી કોલસા કાઢવામાં આવતા હતા. રેલવેના પટ ઉપર ૫૦૦ ફૂટના ઢાળ ઉપર ગાડી ચડતી હતી. એવી ગાડીઓ દોડાદોડ કરતી હતી. રેલવેના ડબ્બામાં કોલસા ભરવા માટે ક્રેઈન પાવડો બાંધેલો હતો. ઝપાટામાં ગાડીઓ ભરાય એ જોવાની ખૂબ મઝા આવી.

ત્યાં જમીનનાં ત્રણ રંગનાં પડ હતાં: કાળું, લીલું, અને રતાશવાળું. કાળા વિભાગમાં કોલસા હતા; પણ રતાશવાળા વિભાગમાંથી જે પથ્થર નીકળતા હતા તેની ખૂબી જોઈને અજાયબી ઉત્પન્ન થઈ. તૈલી પદાર્થમાંથી તેલ નીકળે; પરંતુ અહીં તો પથ્થરમાંથી તેલ નીકળે છે એ જાણી આશ્ચર્ય થયું.

અહીંનું જોવાનું પતાવીને પથ્થરમાંથી કેવી રીતે તેલ કાઢે છે તે જોવા માટે ગયા. અહીં ઘણુંખરું કામ વીજળીથી થાય છે. વીજળી અહીં જ ઉત્પન્ન કરે છે. એટલે ખૂબ સસ્તી હશે. કેટલી સસ્તી એની ખબર નથી. એ પછી અમે બીજા

કારખાનામાં ગયા. ત્યાં સ્વાગત થયું. ત્યાં આગળ બહારથી જે પથ્થરો આવે છે તેમને વેગનમાંથી સીધેસીધા જ પથ્થરો ફોડવાના યંત્રમાં નાખવામાં આવે છે. અને ત્યાંથી ધીમે ધીમે નાનાં થતાં જુદાં જુદાં યંત્રોમાં જાય છે અને છેવટે લોટ જેવા દળાઈ જાય છે. ત્યાર બાદ તેને મોટા, ત્રીસપાંત્રીસ ફૂટ ઊંચા અને વીસ ફૂટ વ્યાસના ભઠ્ઠાઓમાં ગરમ કરવામાં આવે છે. આવા વીસ ભઠ્ઠાઓ ત્યાં હતા. અહીં પથ્થરના ભૂકામાંથી તૈલી પદાર્થો ગૅસ તરીકે કાઢી લેવામાં આવે છે અને પછી તે ગૅસને ઠંડો પાડીને તેલ બનાવાય છે. આ તેલ અશુદ્ધ હોય છે. પછી તેને શુદ્ધ કરવા માટે જુદાં જુદાં રસાયણો સાથે ફરી ઉકાળીને ઠંડું પાડવામાં આવે છે અને ત્યાર પછી તેમાંથી પૅરેફીન, લુબ્રીકેટિંગ, ક્રૂડ ઑઈલ વગેરે વસ્તુઓ છૂટી પાડી શકાય છે. ઘન પદાર્થ હોય છે તે મીણ તરીકે જાય છે. તે કેટલાંક ખાતરો અને ઔષધિમાં વપરાય છે. અમને એક મોટા સ્ટોર રૂમમાં લઈ ગયા હતા, ત્યાં પૅરેફીનનાં મોટાં ચોસલાંના ગંજ ખડકાયા હતા.

અહીં મજૂરોનું સામ્રાજ્ય છે, તે તો કહેવાઈ ગયું છે. મજૂરોનું માન બહુ હોય. અમે કુશાનમાં પ્રવેશ્યા ત્યારે કાચની બારીઓવાળાં મજૂરોનાં મકાનો હતાં તે જોયાં. તેમનું આરોગ્યભવન (સેનેટોરિયમ) ડુંગરની ટેકરી ઉપર દોઢસો માણસો સારી રીતે રહી શકે તેવું બે માળનું મકાન છે. મજૂરોને એક વર્ષ કામ કર્યા પછી ત્રીસ દિવસની ચડતા પગારે રજા મળે છે. જે મજૂરને ખાસ આરામની જરૂર છે એવું તેમના મંડળને લાગે તેને આ આરોગ્યભવનમાં રાખવામાં આવે છે. ત્યાં

ખાવાનું, કપડાં, પથારી વગેરે તમામ વસ્તુઓ મફત મળે છે. તેને બહુ સગવડમાં રાખવામાં આવે છે. વારાફરતી બારે માસ અહીં માણસો આવજા કરે છે. કેટલાંક મકાનો એવાં બાંધ્યાં છે કે ત્યાં રાતપાળી કરનારાઓને માટે ખાસ ઊંઘવા માટે સગવડ છે. અહીં શાંતિથી આઠ કલાક ઊંઘ પૂરી કર્યા પછી તે પોતાને ઘેર જઈ શકે.

આ સ્થળેથી અમને અશક્તોના આશ્રમ જેવું વૃદ્ધોને રહેવાનું મકાન હતું ત્યાં લઈ જવામાં આવ્યા. રહેવા અને જમવાની સગવડવાળું એ મકાન હતું. તેમાં સાઠ વર્ષ ઉપરની વયના તોતેર વૃદ્ધો હતા. તેઓ ત્રણ વર્ષથી અહીં હતા. કારખાનામાં પચીસથી વધુ વર્ષ એકધારું કામ કર્યું હોય અને જેની કાળજી રાખનાર કોઈ ન હોય એવા માણસોને મજૂર સંઘ અહીં રાખે છે. તેનું ખર્ચ ખાણવાળા તરફથી અપાય છે. એ ડોસાઓ ખૂબ ખુશ હતા. પછી મજૂરોનાં બેથી સાત વર્ષ સુધીનાં છોકરાંઓને સંભાળવા માટેનું બાળગૃહ જોવા ગયા. એ છોકરાં એટલા સશક્ત અને આનંદી લાગ્યાં કે આપણને રમાડવાનું મન થઈ જાય. છોકરાં પણ શરમાળ નહોતાં. એ પણ હાથ મિલાવવા લાંબો હાથ કરતાં હતાં. કેટલાંક છોકરાં સાથે અમારા પૈકીના કેટલાક ભાઈઓએ ફોટા પડાવ્યા. આ બાળકોની સંખ્યા સો જેટલી હતી. એમની સંભાળ ૨૮ જુવાન આયાઓ રાખે છે. છોકરાં માટે રમવાની અને બેસવાની વ્યવસ્થા છે. નાહવાનો સુંદર હોજ છે. વાંચવાની ચોપડીઓ પણ મઝાની. પાઠ પણ સુંદર ચિત્રોવાળા હતા. ખરેખર, આપણે ત્યાં ધનવાન છોકરાઓને નથી મળતો તે લાભ અહીં મજૂરોનાં બાળકોને મળે છે.

અહીં બીજી પણ એક કિન્ડરગાર્ટન શાળા હતી. પરંતુ મોડું થઈ ગયું હતું એટલે એ જોઈ નહીં.

મજૂરોને રહેવાનાં મકાનો કેટલાંક તૈયાર થયાં છે અને નવાં થાય છે. ત્રણ વર્ષમાં ૪૦ ટકા મજૂરોને રહેવાનાં મકાનો થયાં છે. આ મજૂરો આપણે ત્યાંના મજૂરો જેવા મજૂરો નથી, પરંતુ કારખાનાંના ભાગીદારો જેવા છે. અહીં કોઈનો માલિકી-હક્ક નથી પરંતુ વહીવટી સત્તામાં બધાનો હિસ્સો છે. ખાણ સરકારી ગણાય છે.



## એક તીર્થયાત્રા

મુકડેનથી નીકળી અમે નાનકિંગ ગયા. ત્યાં અમને ચીનની ગાદી પરથી મંચુ વંશના રાજાને ઉઠાડનાર તથા આજે ચીનના રાષ્ટ્રપિતા તરીકે ઓળખાતા ડૉ. સુન-યાટ-સેનની કબરને, એ મહાન પુરુષની સ્મૃતિને, અંજલી આપવાનો સુયોગ પ્રાપ્ત થયો. અમારી હોટેલથી છ આઠ માઈલ દૂર એક પહાડની ટેકરી નજીક ઊંચાણ પર એમની કબર આવેલી છે. આ પહાડના ઢોળાવ ઉપર કાશ્મીરમાં થાય છે એવાં ઝાડવાળો બગીચો હતો. તેમાં ત્રણથી ચાર ફર્લાંગ લાંબી અને પથ્થરની જડેલી, બસો માણસો સાથે ચાલે એટલી પહોળી જગામાં અમે પ્રવેશ કર્યો. એમાં ત્રણ દોઢીઓ હતી. કબર પાસે પહોંચીએ ત્યારે તેના પર ફૂલ ચડાવવાનું નક્કી થયું હતું. હિંદના પ્રતિનિધિઓ તરીકે અમને બે જણને પુષ્પહાર આપ્યો અને કબરની સામે પાતળી લાકડી-ઓની ખાંભી મૂકેલી તેના પર લટકાવ્યો. ત્યાં ડૉ. સુન-

યાટ–સેનની એક ભવ્ય મૂર્તિને ખુરશી પર બેસાડેલી છે. સંગેમરમરમાંથી એ કોરવામાં આવી છે. મૂર્તિ ઊંચી, પણ બહુ જાડા કે પાતળા નહીં એવા કદની સુંદર અને ભવ્ય હતી. અંદરના ઓરડામાં કબર જેવો આકાર કરીને એના ઉપર સુવાડેલી તેમની જ બીજી મૂર્તિ હતી. ભોમિયાએ કહ્યું કે આની નીચે એમને દફનાવ્યા છે. એ કહેતી વખતે એ સજ્જનની આંખમાં પાણી ભરાઈ આવ્યાં હતાં. થોડો વધુ વખત હું ત્યાં ઊભો હોત તો મને પણ આંખમાં પાણી આવી જાત.

તળેટીમાં એક આરામગૃહ બાંધેલું હતું. ત્યાં અમને લઈ ગયા. ચા–પાણી તો હોય જ. અહીંના પ્રદેશમાં લોકો ઠંડું પાણી તો પીતા જ નથી. ચા નાખીને ખાંડ વિનાનું પાણી જ પીધા કરે છે. અમે જે ચા નહોતા પીતા તેમને ઉકાળેલું અગર ઉકાળીને ઠંડું કરેલું પાણી ધરતા.

અહીંથી પરવારી પાંચસો વર્ષ પહેલાંના એક રાજાની કબર જોવા ગયા. પેલી કબર જેવી જ એ લાંબી અને મોટી હતી. પરંતુ જૂની થઈ ગઈ હતી. સ્વચ્છતા નહોતી.

ડૉ. સુન–યાટ–સેનનું નિવાસસ્થાન શાંગહાઈમાં હતું. શાંગહાઈ નાનકિંગથી આશરે દોઢસો માઈલને અંતરે છે. એ નાનકિંગ ચીનની રાજધાનીનું શહેર હતું. શાંગહાઈ એ ચીનમાં વધુમાં વધુ વસ્તીવાળું ઔદ્યોગિક બંદર છે.

નાનકિંગથી હુવાઈ નદીની નહેર યોજનાની મુલાકાતે જઈ આવીને અમારે શાંગહાઈ જવાનું થયું ત્યારે ડૉ. સુન–યાટ–સેનનુ નિવાસસ્થાન જોવા પણ ગયેલા. ડૉ. સુન–યાટ–સેન તો અકિંચન હતા પરંતુ કૅનેડામાં વસતા ચીનાઓએ તેમને આ મકાન ભેટ

આપેલું હતું. હાલમાં આ મકાન ચીન સરકારને હસ્તક છે. એમનાં આગલાં પત્નીનો પુત્ર અત્યારે ચાંગ કાઈ શેક સાથે ફોર્મોસામાં રહે છે. તેમનાં બીજા પત્ની માઓ સરકાર સાથે પેકિંગમાં રહે છે. મકાનમાં સુંદર પુસ્તકાલય હતું.



## નહેર તથા બંધનું બાંધકામ

નાનકિંગથી અમે હુવાઈ નદીની નહેર યોજના (હુવાઈ રીવર પ્રોજેક્ટ) જોવા નીકળ્યા. જૂની પણ નવા અમલમાં સમરાયેલી ગ્રાન્ડ કેનાલ – ભવ્ય—નહેર જોઈ. નહેર ઉત્તર–દક્ષિણ જાય છે અને એ મોટી નદીઓ – પીળી નદી અને યાંગત્સે નદીને જોડે છે. માલસામાન ખેંચવા માટે આ નહેર ઘણી ઉપયોગી નીવડી છે. આ નહેરની લંબાઈ ઉત્તર – દક્ષિણ એક હજાર માઈલ છે. આ નહેર ઉપરને ભાગે બસો ફૂટ પહોળી હતી ને તેમાં બાર ફૂટ ઊંડુ પાણી હતું. માલથી ભરેલાં ખુલ્લાં વહાણો મોટી સંખ્યામાં નહેરમાં આવજા કરતાં હતાં. નહેરથી થોડે દૂર આગળ ગયા ત્યાં એક મોટું સરોવર દેખાયું. આ સરોવર હુવાઈ નદીએ બનાવેલું કુદરતી સરોવર હતું. એ સમુદ્ર જેવું હતું.

નહેરને કિનારે કિનારે પોણોસો માઈલની મુસાફરી કરી એક ગામ પહોંચ્યા. આ ગામની વસ્તી બત્રીસ હજાર માણસની હતી. અહીં નાસ્તો અને થોડો આરામ કરી મોટરમાં આગળ ચાલ્યા. અહીંથી વીસ માઈલ દૂર એક નહેરમાં બંધ બંધાતો હતો. ત્યાં ઘણાં માણસો કામ કરતાં હતાં. અહીં કામ કરનારા મજૂરો

આપણા મજૂરો કરતાં વધુ વેગથી કામ કરતા હતા. કાવડની બન્ને બાજુએ માટીની એકેક ટોપલી રાખીને માટી લાવતા હતા. આ ટોપલીઓમાંની માટીનું વજન દોઢથી બે મણ જેટલું થાય.

ગ્રાન્ડ નહેરને મળતી નવી કરેલી એક બીજી સવાસો માઈલ લાંબી ઇરીગેશન નહેર પણ જોઈ. અહીં એક બંધ બાંધેલો હતો. આ બંધમાં કમાડ હતાં. એથી જરૂર પડ્યે પાણીને રોકી શકાતું અને જરૂર પડ્યે છોડી શકાતું. આ નહેરમાં કેટલીક સ્ટીમલોન્ચો તેમજ નવસો ટન માલ ભરાય એવી સ્ટીમરો ફરતી હતી.

નહેર ઉપર મજૂરો માટે એક સેનેટોરિયમ બાંધવામાં આવ્યું હતું. એમાં અમને ઉતારો આપવામાં આવ્યો. સેને-ટોરિયમ બે માળનું અને અઢીસો માણસો રહી શકે તેટલું મોટું હતું. જે મજૂરોને રજાઓ હોય અગર જેઓ બીમાર હોય તેમને આરામ કરવા માટેની તમામ વ્યવસ્થા અહીં રાખવામાં આવી હતી. સાબુ, બ્રશ, ટુવાલ જેવી ચીજોની સગવડ પણ તેમને આપવામાં આવે છે.

આગલે દિવસે જોયેલી નહેર જ્યાંથી શરૂ થતી હતી ત્યાં એક સારો મોટો બંધ બંધાય છે. એ બંધ જોવા જવા માટે સેનેટોરિયમમાંથી સીધા જ ઊપડવાનું હતું. એ બંધ અહીંથી ૪૫ માઈલ જેટલો દૂર હતો. અમારી પંદર મોટરો અને બે ત્રણ બસોનું સરઘસ આગળ વધ્યું. પહેલાં એક મોટો બંધ બંધાતો હતો તે જોયો.

અહીં પચાસથી સાઠ હજાર માણસો એકસાથે કામ કરતા હતા. અમારે જ્યાં જવાનું હતું તે સ્થળ અહીંથી પણ દસ પંદર

માઈલ દૂર હતું. ત્યાં પહોંચ્યા ત્યારે તો જાણે મજૂરોનો જ સમુદ્ર ઊમટ્યો ન હોય એવું લાગ્યું. અમે પહોંચ્યા એટલે પોતાનું કામ છોડી તાળીઓ પાડી 'શાંતિ અમર રહો'ની ગર્જનાઓ તેઓ કરવા લાગ્યા. આ બંધ હ્વાઈ નદીનો બંધ કહેવાય છે. ચીનનો એ એક પ્રખ્યાત બંધ થવાનો છે. હ્વાઈનો જૂનો બંધ તૂટવાથી ઘણું નુકસાન થતું હતું. પાણી નીચાણવાળા ભાગોમાં ભરાઈ જતું અને દરિયામાં જતું અટકી જતું હતું. વળી એ ભાગોની મોટા ભાગની જમીન ઓળાણમાં ગઈ હતી. હવે નદીને વ્યવસ્થિત કરી એમાંથી સવાસો માઈલ લાંબી નહેર કાઢી છે, અને પાણીને દરિયામાં લઈ જવામાં આવ્યું છે. બંધ બંધાઈ રહ્યા પછી ઓળાણવાળી જમીન ખુલ્લી થશે અને ખેતી પણ સારી થશે. એના પાણીનો દુર્વ્યય હવે નહીં થાય, પરંતુ લાખો એકર જમીનને ખેતી માટે વ્યવસ્થિત પાણી મળ્યા કરશે.

આ પ્રદેશની વસ્તી કુલ છ કરોડની છે. આટલા બધા લોકો આ નહેરને કારણે લીલા દુષ્કાળના ભયમાંથી ઊગરી ગયા. બીજી પણ એક હજાર માઈલ લાંબી અગડેલી નહેર હતી. તેને હવે સુધારવામાં આવી છે. ખેડૂતો એનું પાણી ખેતીના ઉપયોગમાં લે છે. ઉપરાંત અંદર વહાણો પણ ચાલે છે. આપણી વેસ્ટર્ન રેલવે ન ખેંચે એટલો માલ અહીં વહાણો મારફતે હેરફેર થાય છે. નૂતન ચીને આવાં કાર્યોને લીધે ખૂબ પ્રગતિ સાધી છે. ખેડૂતો ખૂબ ખુશ છે. મજૂરો હજારોની સંખ્યામાં ખૂબ ઉત્સાહથી કામ કરતા હોય છે. મજૂરોનું પણ સારી રીતે પોષણ થાય એટલી રોજી આપવામાં આવે છે. સાત શેર ચોખાથી બાર શેર ચોખા મળી શકે એટલી રકમ

તેમને આપવામાં આવે છે. આથી વધારે જોઈએ તો વધારે મજૂરી કરીને મેળવી લે છે. અહીં સામાન્ય ચોખાનો ભાવ શેરના સાડા ત્રણ આનાની આસપાસ હોય છે. મજૂરો વધુ કામ કરે તેની સરકાર તરફથી કદર પણ કરવામાં આવે છે. એક ખેડૂત મળેલો એણે કહ્યુ કે સોળ માણસોની ટુકડી કામ કરવા માટે આવી હતી. એમણે સાઠ દિવસનું કામ પાંત્રીસ દિવસમાં કર્યું. કામના પ્રમાણમાં રોજી તો તેમને મળી, ઉપરાંત વધુ કામના બદલામાં સરકાર તરફથી ઇનામો આપવામાં આવ્યાં. આથી જ સૌને વધારે કામ કરવાનું થાય છે. એણે કહ્યુ કે અમે જાણીએ છીએ કે આ નં અમારે માટે જ તૈયાર થાય છે. ઇજનેરો, ઓવરસિયરો વ નહેર ઉપર જ રહે છે અને તેઓ મજૂરની જેમ જ રહેતા હે છે. મજૂરી સિવાયની બુદ્ધિની કામગીરી કરનારા ઇજને ઓવરસિયર જેવાને, દોઢસોથી સવા ત્રણસો રૂપિયા સુધી પગાર મળે છે. ઇજનેરને સવા ત્રણસો મળે છે. એમને રહે માટે તો સામાન્ય છાપરાં જ બાંધવામાં આવ્યાં છે. સૌ એ રસોડે જમે છે. આ મોટી નહેર અને તેનો બાંધેલો બંધ, એની શરૂઆત ૧૯૫૦ માં કરી. ૧૯૫૩ માં આ કામ પૂ થયું હશે. પ્રમાણમાં બહુ જ ઓછે ખર્ચે ભગીરથ કામ થ

આ કામની મોટી ખૂબી તો એ છે કે યંત્રો એમાં ન છૂ જ વપરાયાં છે. મોટે ભાગે તો બેકાર કે નવરા ખેડૂત મજૂરના શરીરશ્રમથી જ આ પ્રચંડ નહેરયોજના પૂરી કરવાન નેર્ધાર હતો, જેથી બેકારોને રોજી મળે, દેશનું ઉત્પાદન વ અને પૂરની હોનારત અટકે. વળી એમાંથી વીજળીબળ પણ

ઉત્પન્ન કરવાનું હતું. જે દેશમાં આવડી મોટી માનવવસ્તી હોય અને સાથે ગરીબી હોય તે દેશમાં લોકોને કામ આપીને દેશની નવરચના કરવાની આ યોજના પાછળની દૃષ્ટિ ખરેખર ઉપકારક છે.

જે મજૂરો અહીં કામ કરવા આવેલા તે મોટે ભાગે ખેડૂતો હતા. ચીનમાં ખેતી સહકારી ધોરણે થાય છે એટલે જે પરસ્પર સહાયક મંડળીનો એ સભ્ય હોય તે મંડળી એ ખેડૂતની ખેતી સંભાળી લે અને નહેરના કામ માટે એને છૂટો કરે. વ્યક્તિનું અને દેશનું કામ થાય એવી ગણતરી આ યોજના પાછળ હતી. અમે આ યોજનાનો પ્રત્યક્ષ પરિચય કરીને ખૂબ સંતોષ પામ્યા. આ પ્રવાસને લીધે ચીનનાં ગામડાં પણ એકસામટાં જોવા મળ્યાં.



## શાંગહાઈમાં કાપડની મિલ

હ્વાઈ નદીની નહેર યોજના જોયા પછી અમે ચીનની ભવ્ય નગરી શાંગહાઈમાં આવ્યા. ત્યાં ત્રણ દિવસ રહ્યા તે દરમ્યાન એક સવારે નાસ્તો કરી એક કાપડની મિલ જોવા ગયા. એ મિલ મુખ્યત્વે મજૂરોના વહીવટથી ચાલતી હતી. અહીં મજૂરોનાં મંડળો છે. એક ત્રીસ વર્ષની સ્ત્રી એમની પ્રમુખ છે. અહીં ચાર હજાર કામદારો કામ કરતા હતા. ૧૯૪૯માં મિલ તેમના હાથમાં આવ્યા બાદ ઉત્પાદનમાં તેઓ વધારો કરતા ગયા. ઉત્પાદન વધ્યું તેમ ખર્ચમાં ઘટાડો થયો. અહીં રૂની ગાંસડીઓથી માંડીને કાપડના તૈયાર તાકા વળાઈને તૈયાર થતા હતા ત્યાં સુધીનું કામ જોયું. સાંચાકામ જૂનું હતું. જાપાનીઓ જે યંત્રો મૂકીને ચાલ્યા ગયા તેનાં તે જ ચાલુ છે. આપણે ત્યાં મિલોમાં

છેલ્લી ઢબના સંચાઓ આવ્યા છે, છતાં મજૂરો બહુ ઓછું કામ કરે છે. અહીં એક મજૂર ચાર સાળ ચલાવે છે; ઑટોમેટિક હોય તો છ ચલાવે. જૂની ઑટોમેટિક મશીનરી પર પહેલાં એક માણસ છ સાળો ચલાવતો. પરંતુ હવે ત્યાં એક જ માણસ દશ સાળ ચલાવે છે. મિલની માલિકી સરકારની છે. મજૂરોને અહીં ખૂબ સગવડો આપવામાં આવી છે. અપરિણીત મજૂરોને માટે એક મોટા મહેલ જેવું મકાન બાંધવામાં આવ્યું છે. આપણે ત્યાં મેનેજરને રહેવા માટે હોય એવાં એ મજૂરોનાં મકાન હતાં. મજૂરોનાં બાળકોને ભણવા માટે તથા ઉછેરવા માટે સરસ સાધનોવાળી એક શાળા અને હૉસ્પિટલ પણ અહીં છે. હૉસ્પિટલ છેલ્લામાં છેલ્લી ઢબની હતી. માંદા મજૂરોની તપાસ કર્યા પછી નર્સ દવાખાનેથી તેમના મુકામ પર દવા પહોંચાડે. મજૂરોને જમવા માટે એક મોટું રસોડું મિલમાં રાખેલું છે. અહીં ટંકના છ આના આપીને મજૂર સુંદર ભોજન લઈ શકે છે. આપણે ત્યાંની હોટેલોની જેમ નાણાં અને શરીરનો બગાડ કરતી ભૂસાં અને ભજિયાં જેવી ચીજો તો ક્યાંય જોવા મળે નહીં. અહીંને રસોડે હજાર માણસો જમી શકે તેવી વ્યવસ્થા છે. મજૂરોને સોથી બસો રૂપિયા સુધીનો પગાર મળે છે. અહીં જે કામ થાય તેનો લાભ મૂડીવાદીને નહીં પરંતુ ખુદ મજૂરને થાય છે. એથી કામ વધુ થાય છે. 'અમે અમારે માટે કામ કરીએ છીએ' એવો ભાવ મજૂરોના દિલમાં ઉત્પન્ન થાય છે, તેથી ઉત્પાદન વધે છે અને એનું ખર્ચ ઘટે છે. ી પ્રજાને વસ્તુ સોંઘી મળતાં તે પણ સંતોષાય છે. આપણે ત્યાં મજૂરોને આવો ઉમંગ નથી. આપણે ત્યાં મજૂર

અને માલિકનો સંબંધ તૂટતો જાય છે, તેમનાં દિલ બગડે છે, કામ ઓછું કરવાની વૃત્તિ વધતી જાય છે, ઉત્પાદન ઘટે છે, અને પરિણામે પ્રજાને મોંઘવારી વેઠવી પડે છે.



## શાંગહાઈનું મજૂરનગર

બીજી એક સવારે પરવારી નાસ્તો કરી અમે આઠ વાગ્યે શાંગહાઈના એક નવા બંધાતા મજૂરનગરને જોવા ગયા. એક મોટા વિસ્તારમાં આ નગર વસાવ્યું હતું. અમદાવાદની નવી સોસાયટીઓ કરતાં પણ આ નગર વધુ વ્યવસ્થિત છે. સફાઈ સારી છે. રસ્તાઓ પહોળા છે. અહીં પ્રાથમિક શાળા, માર્કેટ, બૅંકની શાખા, સંસ્કારમંદિર, નાટ્યગૃહ, વગેરે સગવડો રાખવામાં આવી છે. અત્યારે બે માળવાળાં ૧૬૭ મકાનો તૈયાર થઈ ગયાં છે; દરેક મકાનમાં છ કુટુંબો રહે એવી જોગવાઈ કરવામાં આવી છે. દરેક બ્લૉકમાં સ્નાનગૃહ અને રસોડાં ઉપરાંત બીજી બબ્બે ઓરડી રાખવામાં આવી છે. મુંબઈમાં એંસીથી સો રૂપિયા ભાડું આપતાં ન મળે તેવી સગવડ આ લોકોને પાંચથી દસ રૂપિયાના ભાડામાં આપવામાં આવી છે. દરેક કારખાનાવાળાએ પોતાના મજૂરો માટે મકાનો બાંધ્યાં છે. હજી બીજાં ત્રીસ હજાર માણસો રહી શકે તેટલાં મકાનો અહીં બાંધવાનાં છે. હજાર છોકરા ભણી શકે એવી એક નિશાળ બાંધવામાં આવી છે. હાલ ૬૬૦ છોકરાઓ ભણે છે. અહીં ભણતા દરેક બાળકની શારીરિક તપાસની નોંધ માટે એક પત્રક રાખવામાં આવે છે. વારંવાર આવી નોંધો લેવાતી હોય છે.

આ નગરના બજારમાં અમે ગયા. અહીં એક દુકાન પ ખોરાક, કાપડ અને શાકભાજીથી માંડીને મોજશોખની વસ્તુઓ સુધીની હરેક ચીજ મળી શકે છે. વસ્તુઓના ભાવો નક્કી કરેલા જ હોય છે અને તે તે વસ્તુ પર એ લખેલા જ હોય છે. લેવા આવનારને ભાવ કરવાનો હોતો નથી. આ દુકાન સહકારી મંડળીથી ચાલે છે. માત્ર સભાસદોને જ અહીંથી માલ મળી શકે. એટલે બધા સભાસદો થાય છે. સભાસદ થવાની ફી દસ રૂપિયા જેટલી હોય છે. દુકાનનું ભંડોળ ચાળીસ હજાર રૂપિયા જેટલું હતું. સરકારે વીસ હજારની લોન આપી છે. આવી સગવડો જોઈને અમને ખૂબ આનંદ થયો.



## હેંચાઉ શહેર

શાંગહાઈથી અમે હેંચાઉ ગયા. હેંચાઉ ચેકયાંગ પ્રાંતનું મુખ્ય શહેર છે. જ્યારે અમારી ગાડી શાંગહાઈથી હેંચાઉ જઈ રહી હતી ત્યારે રસ્તામાં અમે ડાંગરની ખેતી જોઈ. ડાંગર બહુ સારી હતી. એના દેખાવ પરથી એમ લાગતું હતું કે બંગાળી સિત્તેર એંસી મણથી ઓછી નહીં જ નીપજતી હોય. નહેરો પણ પુષ્કળ પ્રમાણમાં હતી. આ પ્રદેશમાં દુષ્કાળનો ભય બિલકુલ નથી.

રાત્રે છ વાગ્યે અમે હેંચાઉ પહોંચ્યા હોઈશું. 'રાત્રે' શબ્દ એટલા માટે લખ્યો છે કે અહીં પાંચ વાગ્યે સૂર્યાસ્ત થઈ જાય છે. હેંચાઉ સાડા છ લાખની વસ્તીવાળું મોટું શહેર છે. આ

માટે જાણીતો છે. અહીંની સ્વાગત

સમિતિએ અમને એક સુખડનો પંખો, છત્રી અને કબૂતરના ચિત્રવાળો એક રેશમનો ટુકડો એટલી વસ્તુઓ ભેટ આપી.

અહીં એક પ્રદર્શન જોયું એમાં સૂતર અને રેશમનું કાપડ કેવી રીતે બને છે, તેનો પહેલેથી છેવટ સુધી ખ્યાલ આપતાં કામો જોયાં. અહીં જાત જાતનાં ચિત્રો વણાટમાં વણીને કાપડ તૈયાર કરવામાં આવે છે. વણાટમાં વણેલાં ચિત્રોવાળું કાપડ જોઈને આપણું મન આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય. નદીઓ, વૃક્ષો, પક્ષીઓ, વગેરે તરેહ તરેહનાં ચિત્રો વણાટમાં વણવામાં આવે છે. આ શહેરનું મુખ્ય સરોવર જે ચીનમાં પ્રખ્યાત છે તેમાં એક સુંદર મહેલ છે તે પણ કાપડમાં વણીને તૈયાર કરી વાપરવામાં આવે છે.

અહીં એક મોટું સરોવર છે. એનો ઘેરાવો દસ માઈલનો છે. ગરમીના દિવસમાં ચીનના સહેલાણીઓ અહીં સહેલગાહે આવે છે અને ચાર ચાર છ છ કલાક સુધી દિવસે અને રાત્રે ચાંદનીમાં તળાવમાં ફરે છે. ફરવા માટે નાની નાની હોડીઓ સારી રીતે શણગારી રાખેલી હોય છે. હોડીઓમાં કામ કરનારાઓને આથી આવક પણ સારી થાય છે. અહીં કહેવત છે કે ચીનમાં જન્મ લેવો હોય તો સુચાઉમાં, જીવવું હોય તો હેંચાઉમાં, ખાવું હોય તો કેંચાઉ(કેન્ટોન)માં અને મરવું હોય તો લુચાઉમાં જવું. અમે સરોવરમાં બે ત્રણ માઈલની મુસાફરી કરી. તળાવમાં થોડાક બેટ પણ છે. એ બેટોમાં કેટલીક જોવા જેવી વસ્તુઓ જોવા માટે ઊતર્યાં અને ફર્યાં. એક બેટમાં તો રેલવે કામદારો માટે આરામગૃહ હતું. અહીં તો મજૂર થવું એ પણ એક લહાવો છે. આરોગ્યગૃહનું મકાન

બહુ જ સુંદર અને સારા ફર્નિચરવાળું હતું. આ મકાન કેવી રીતે મળ્યું? એક મોટો જમીનદાર એનો માલિક હતો. એ ઘણા વૈભવવાળો હશે. એનો પૂરો ઇતિહાસ આપવામાં આવ્યો નહીં. માત્ર એક ભાઈએ એના સંબંધમાં એટલો જ જવાબ આપ્યો કે મુક્તિ પછી એ ભાઈ અહીં નથી. આનો અર્થ એ થાય કે કાં તો એ નાસી ગયો અથવા એને મારી નાખવામાં આવ્યો. ખરી વાત પ્રભુ જાણે.

અમે ગયા ત્યારે કેટલાક મજૂરો અહીં આરામ કરતા હતા. એમને જમવા તથા સૂવા માટે સુંદર સગવડો હતી. અમે બીજા એક બેટમાં ગયા ત્યાં એક મકાનમાં જાતજાતની રંગબેરંગી માછલીઓ રાખવામાં આવી હતી. આ બેટ પર દેરી આકારના થાંભલાઓ હતા. દરેક થાંભલામાં ગોખલાઓ હતા. એમાં રાત્રે દીવાઓ મૂકવામાં આવે છે, એથી સુંદર રોશની ઝગમગી ઊઠે છે. આ વિષે અહીં કહેવાતું કે પહેલાં તળાવમાં ભૂત રહેતાં અને પાણી ઉછાળતાં, પણ આ દીવાઓની વ્યવસ્થા કર્યા પછી એ બધું બંધ થઈ ગયું. આ વહેમ તો આપણા જેવો જ છે.

હેંચાઉમાં એક શણની મિલ પણ જોઈ. પરદેશથી માલ મળતો નથી, એથી અહીં સારા પ્રકારની શણની વસ્તુઓ બનતી નથી. મિલને વિસ્તૃત કરવા માટે નવો ભાગ બંધાઈ રહ્યો છે. એમાં સાત હજાર માણસો કામ કરતાં હતાં. મિલના મજૂરોને રહેવાનાં ઘર, દવાખાનું, બાળગૃહ, વગેરે જોયાં. કોઈ શ્રીમંત ગૃહસ્થને ઘેર બાળક ન સચવાય એટલી સુંદર રીતે બાળકની અહીં સંભાળ લેવાય છે. સ્ત્રીઓને આઠ કલાકના સમય દરમિયાન બાળકને ધવરાવવા માટે દિવસનો દોઢ કલાક

મળે છે, અને પ્રસૂતિ વખતે ચડતે પગારે ૫૬ દિવસની રજા મળે છે. પુરુષને વર્ષમાં વીસ દિવસની રજા મળે છે. મજૂરોની રહેણીકરણી કે દેખાવ જોતાં એ મજૂર ન લાગે. શેઠ, કારકુન વર્ગ કે મજૂરોને જુદા પાડવા મુશ્કેલ થઈ પડે. અમે ફરતા હતા તે વખતે એક મજૂર છોકરી હસતી હસતી આવી. એ કૉલેજમાં ભણતી કોઈ છોકરી હશે એમ મને તો લાગ્યું હતું. વાત કરતાં જાણ્યું કે એ તો મજૂર છોકરી હતી.



## ગામડાંમાંથી વિદાય

ચીનનાં ગામડાં જોવા માટે અમને જે ગામમાં ઉતારો મળ્યો હતો ત્યાંથી પાંચ છ માઈલ દૂર આવેલા એક ગામમાં અમારે જવાનું હતું. બે મોટરોમાં અમે ત્યાં જવા નીકળ્યા. રસ્તામાં એક પહાડ આવે છે. પહાડ બહુ સુંદર હતો. આપણા પહાડોમાં થાય છે તેવાં સાગ, સાદડ જેવાં ઝાડ અહીં નથી થતાં, પરંતુ રંગબેરંગી ફૂલોવાળાં અહીંનાં જુદી જુદી જાતનાં નાનાંમોટાં વૃક્ષોથી પહાડ ભરપૂર હતો. આપણે ત્યાં વાંસ જૂથમાં ઊગે અને અહીં છૂટા છૂટા ઊગે છે. આથી જેમ ગૂંચવાયેલા વાંસને કાપવામાં આપણને મુશ્કેલી પડે છે એવી મુશ્કેલી અહીં રહેતી નથી.

અમે જે ગામમાં ગયા એનું નામ યાદ રહે તેવું નથી પરંતુ પહેલાં આ ગામનું જે નામ હતું તેનો અર્થ ચીની ભાષામાં 'પાંચ વાદળ' (વુયાન) એવો થાય છે. હવે મુક્તિ પછી એનું નામ 'લોકશાહી' (મીંગ્ચ) રાખવામાં આવ્યું છે. આ ગામમાં

ચાની ખેતી સારી થાય છે. દરેક ગામમાં સમૂહ–સહકારી અને પરસ્પર સહાયક ખેતીનો રિવાજ પડી ગયો છે. આ લોકોની ખૂબી તો એ છે કે ખેતી કરતાં પહેલાં અંદરોઅંદર તેઓ ખૂબ ચર્ચા કરે છે. કયે વખતે કયું કામ કરવું તેની યોજના ખૂબ ચર્ચા કર્યા પછી તૈયાર કરે છે. આવી ચર્ચાઓ માટે એક સ્થળ નક્કી કરવામાં આવ્યું હોય છે. ત્યાં સૌ એકઠા મળે છે અને કરવાના કામ વિષે અને કરેલા કામ વિષે ચર્ચા કરે છે. ઉપરાંત નવરાશના વખતમાં અભ્યાસ કરે છે. દરેકને ભણવાનું મન છે. વળી એમના મંડળના માણસોમાં સ્ત્રીપુરુષો વધારે ઉપયોગમાં કઈ રીતે આવે તેની પણ ચર્ચા કરવામાં આવે છે. અમે ગયા ત્યારે એક મંડળના સભ્ય સાથે અમારે વાતો થઈ. એણે અમને પહેલાંની અને હાલની ખેતી સંબંધી આંકડા આપ્યા. ૧૯૪૯થી ૧૯૫૨ સુધીમાં એમણે પોતાના ખેતરનો પાક બમણો કર્યો છે. વધારે ઉત્પાદન કરવું એ જ લગનીમાં તેઓ ખાતરના, હથિયારોના અને કામના કલાકોના વિચારો કરીને તેને અમલમાં મૂકે છે. મળ અને પેશાબના ખાતરને બહુ કીમતી ગણવામાં આવે છે. પેશાબનું એક ટીપું પણ નકામું ન જાય તે તેઓ જોતા રહે છે. એની મંડળીના થોડાક માણસો કોલસા પાડવાનું કામ કરે છે. ડુંગરમાંથી લાકડાં કાપીને કોલસા પાડે છે. તેઓ ડુંગરમાંથી લાકડાં લાવે છે અને તેમાંથી કોલસા બનાવે છે. એમાંથી જે આવક થાય તે પણ સમૂહની માલિકીની. બીજાં કામો પણ આ રીતે થાય છે અને તેમાંથી મળતી આવક સહિયારી હોય છે.

અમારો ગામડાંનો કાર્યક્રમ પૂરો થયો, અને અમે હેંચાઉ

પાછા જવા તૈયારી કરવા માંડી એટલે ખેડૂત આગેવાનો અમને મળ્યા. એમણે પોતાના વિષે અમારો અભિપ્રાય પૂછ્યો. અમારી સાથેના આપણા એક સારા અર્થશાસ્ત્રી ડૉ. જ્ઞાનચંદે અમારા વિચારો તેમને જણાવ્યા. મારો અભિપ્રાય માગ્યો. મેં પણ આપ્યો. એ ભલા માણસો ખુશી થયા અને ' અમારાથી બરાબર ચાકરી ન થઈ હોય તો દરગુજર કરશો' એવાં વિધિપૂર્વકનાં વિનયવાક્યો પણ કહ્યાં. અમે નીકળ્યા ત્યારે હંમેશ મુજબ અમને વિધિસરની વિદાય પણ આપવામાં આવી. કેટલાક લોકો અમારી મોટરો ઊભી હતી ત્યાં સુધી ઢોલ, કાંસીજોડા વગાડતા અને ફૂલછડીઓ લઈને આવ્યા હતા. કેટલાંક સ્ત્રીપુરુષો ટોપલીમાં મગફળી, બળવીની ગાંઠો, ત્યાંના મેવાનાં ફળો, રાંધેલા ભાતનાં પડીકાં, રંગેલાં ઈંડાં વગેરે શુકનમાં ગણાતી વસ્તુઓ લઈને આવ્યાં હતાં. આપણે જેમ આરતી ઉતારીએ તેવી રીતે દરેક પોતાની ચીજ આગળ ધરતું હતું. અમે બબ્બે દાણા લઈને તેમનું માન સાચવતા હતા. તેઓ બધું જ લેવા માટે આગ્રહ કરતા હતા. એક બાઈએ તો ઈંડાં લેવાનો અમને આગ્રહ કર્યો. એને બિચારીને શી ખબર કે અમે ઈંડાં લેતા નથી! અમારી સાથે કેટલાક ચીની સ્વયંસેવકો હતા તેઓ ત્યારે હસતા હતા.

રાત્રે જમ્યા પછી અહીંના એક આગેવાન સાથે થોડી ચર્ચાઓ થઈ. ડુંગરાળ પ્રદેશમાં મધ ઉછેરવાના પ્રયોગો કરવાની અને હાથધંધામાં વણાટનું કામ કરવાની મેં સૂચના કરી. એથી ઠીક ચર્ચા થઈ. એમનું કહેવું એ હતું કે ગામડામાં ખેતીનો ધંધો એમને માટે પૂરતો છે અને આવા બીજા ઉદ્યોગો શહેરના

માણસો માટે નક્કી કરવામાં આવ્યા છે. આવડતના પ્રમાણમાં વહેંચીને ધંધાઓ કરવામાં આવે તો કોઈ બેકાર ન રહે એવી અમારી દૃષ્ટિ છે. છતાં તમારી યોજનાને હું વિચારીશ.

આમ વાતો કરતા કરતા અમે છૂટા પડ્યા.



## ચીનની મુક્તિનાં બે બળો :
## ખેડૂત અને મજૂર

કેન્ટોનથી નીકળવાને આગલે દિવસે ત્યાં કેટલાંક સ્થળો ...યાં, અને બારશનાં પારણાં કરી સવારે ૭–૫૦ની ગાડીમાં અમે હોંગકોંગ જવા નીકળ્યા. સ્ટેશન ઉપર વિદ્યાર્થીઓએ અમને વિદાય આપી.

પેકિંગથી અમારી સાથે રહેલા સમસ્ત ચીનના શિક્ષક મંડળના ઉપપ્રમુખ સાથે અમારે ઘણી ઘણી વાતો થઈ. એમની પાસેથી મળેલી માહિતીનો સાર આ પ્રમાણે હતો :

૮૦ ટકા ખેડૂતોની વસ્તીવાળા ચીન દેશમાં બહુ વર્ષોથી ખેડૂતો ચુસાતા રહ્યા હતા. જમીનદાર, વેપારીઓ અને સરકાર એ ત્રણે વર્ગો તેમને ચૂસતા. આમાં જમીનદારનો હાથ મુખ્ય હતો. ખેડૂતને સરકાર અને જમીનદાર એ બન્નેનું કામ કરવું પડતું. દેશમાં એની બિલકુલ પ્રતિષ્ઠા હતી નહીં. એની દશા ગુલામ જેવી હતી. કોઈ વાર ઊભરો આવતો ત્યારે ખેડૂતો બળવો કરતા પરંતુ ફાવતા નહીં. ૧૮૫૧માં ખેડૂતોએ એક વખત બળવો કરેલો ત્યારે કેટલોક વખત એમના હાથમાં વહીવટ રહ્યો હતો; પરંતુ એમને વ્યવસ્થા કરતાં ન આવડી :

ખેડૂતો ફૂટી ગયા અને આગેવાનોને મારી નાખવામાં આવ્યા. એ પહેલા ત્રણસો વર્ષ અગાઉ બળવો થયલો પરંતુ તે પણ નિષ્ફળ ગયો હતો ખેડૂતોને ફોડવા એ બહુ સહેલી વાત હતી. અત્યાર સુધીના અનુભવથી એ સિદ્ધ થઈ ચૂક્યું છે લડાઈમાં જો છેક સુધી લડી લેવુ હોય તો એકલા ખેડૂતોની મદદથી એ થઈ શકશે નહી, અને જીત મેળવી શકાશે નહી થોડુક માન કે થોડીક જમીન મળે એટલે તેઓ ઢીલા પડી જાય છે મજૂરની વાત એમનાથી જુદી છે એને કોઈ ખમ લાલચ આપી શકાય એવુ હોતુ નથી, એટલે એ હમેશા જાગ્રત રહે છે. અત્યારે ખેડૂતો અને મજૂરોની મદદથી ચીન મુક્ત થયું છે અને એનો વહીવટ આજે એ બન્નેના હાથમા છે અત્યારે ખેડૂતોને સરખે ભાગે જમીન વહેંચી આપવામા આવી છે તેઓ સહકારથી ખેતી કરે છે કોઈની પાસે વધુ ઓછી જમીન નથી એટલે બધાનો સ્વાર્થ સરખો થયો આ જમીન જે હાલ માથાદીઠ વહેચવામાં આવી છે તે થોડા જ વખતમા સહિયારી થઈ જાય એમ બધા ખેડૂતો ઇચ્છે છે ખેડૂતો અને મજૂરોમા આ વ્યવસ્થાશક્તિ ક્યાથી આવી, એવા મારા પ્રશ્નના જવાબમા તેમણે જવાબ આપ્યો કે દરેક માણસમા આવી ગુપ્ત શક્તિ પડેલી છે જ્યારે એનો ઉપયોગ કરવામા આવતો નથી ત્યારે એ એની મેળે ચીમળાઈ જાય છે ૧૯૨૮ની સાલમા અમારા પક્ષે રાજ્ય સ્થાપવાનો સકલ્પ કર્યો, ત્યારે ખેડૂતોની મારફતે પ્રયત્ન શરૂ કર્યા હતા એટલે પ્રથમ ચાગ સરકાર અને પછી જાપાન સરકાર સાથે બાથોડિયા ભરતા, લડાઈઓ લડતા, રાજ્યવહીવટ સભાળ્યો, અને ખેડૂતોએ પોતાની કશળના પણ દાખવી ૧૯૨૯ થી ૧૯૪૯ સુધીમાં

ચીનમાં લાખો માણસો મરાયાં. છેવટે બાવીસ વર્ષે ખેડૂતોની મદદથી ચીન મુક્ત થયું. આજે જૂનું ચીન નૂતન ચીનના નામથી ઓળખાવા લાગ્યું છે.

નૂતન ચીનમાં નવું લશ્કર તૈયાર થયું છે. નવી ભરતી થનારાઓને ગામડામાં રાખવામાં આવે છે તેમને રોજના સાત કલાક ખેતીકામમાં ખેડૂતોને મદદ કરવા માટે મોકલવામાં આવે છે. અમે રહ્યા હતા તે ગામમાં પણ એવી લશ્કરી ટુકડી આવેલી અમે જોઈ. લશ્કરમાં ગામડાંના જુવાનિયાઓની ભરતી થાય છે. અમુક વર્ષ સુધી ગામડામાં રહીને ખેડૂતો સાથે કામ કરતાં કરતાં તેઓ લશ્કરી તાલીમ મેળવે છે. એમાં ગામના છોકરાઓને પણ લાભ મળે છે. આગળ લખ્યું હતું તે પ્રમાણે આ છોકરાઓમાં તાકાત બહુ છે. ગામડાંમાં પણ પુષ્કળ તાકાત જોઈ. છોકરા–છોકરીનો ભેદ તો જણાતો જ નથી.

ચીન વિષે ઘણી વાતો થઈ. છેલ્લે ચીનની સરહદના સ્ટેશન શુનચેન ખાતે અમે ઊતર્યા, અને બ્રિટિશ હદમાં દાખલ થયા. ચીનની હદને છેલ્લે છેડે ચીનના મિત્રોએ છેલ્લા જય જય કર્યા. અમે એમને ભેટ્યા. છૂટાં પડતાં થોડું દિલ પણ દુખાયું. હોંગકોંગની હદમાં અમારો સામાન તપાસવાનો હતો. તે તપાસવામાં આવ્યો, અને અમે હોંગકોંગ જવાની ગાડીમાં પંદર માઈલનો રસ્તો એક કલાકમાં પૂરો થયો.

★

# ચીન અને યંત્રો

ચીનમાં અમે બધું જોતા ત્યારે ત્યાંની પરિસ્થિતિનો ખ્યાલ આપવા માટે કયારેક મોટા અધિકારીઓ અમને મળી જતા. કોઈ વખત એ જૂના ઇતિહાસ સાથે બધી વાતો સમજાવતા. કોઈ વખતે અમારા સવાલોનો ઉત્તર આપતા, તો કોઈ વખત અમને પણ સવાલ પૂછતા. આમાં ઘણી વખત ઘરોબા જેવો સંબંધ પણ બંધાઈ જતો.

ચીનમાં આજે હિંદ કરતાં દરિદ્રતા વધારે છે. યંત્રો પણ આપણા કરતાં પ્રમાણમાં થોડાં અને નાનાં છે. પણ એમની વાતચીત અને આશાઓ જોતાં એમ લાગતું હતું કે 'મસાલા વિના મોળા હોય' એવી એમની હાલત હોય. એટલે મેં એક દિવસ એક અધિકારીને કહ્યું કે મને બીક લાગે છે કે તમે એક દિવસ જાપાન બની જશો. મારી આ ટીકા સાંભળીને એ ચમકયા અને કહ્યું કે અમે જાપાન બનીએ નહીં. તમે બધું જુઓ. પછી કહેજો કે અમે જાપાન બનીશું કે કેમ?

આ વાત બની ગયા પછી કેટલાક દહાડા પછી એ જ અધિકારી મને મળવા આવ્યા અને કહ્યું કે, ચાલો ફરવા. અમે એમની સાથે ફરવા ગયા. એમણે મને એમના કેટલાક ઉદ્યોગો બતાવ્યા, ઘણી વાતો કરી, અને પાછા ફરતાં કહ્યું કે હવે તો તમને અહીં આવ્યાને ઘણા દિવસો થયા, અને તમે ઘણું જોયું. તમને એમ લાગે છે કે અમે જાપાન થઈ જઈશું? મેં કહ્યું કે તમે આટલું બધું ઉત્પાદન ઉપર જોર મૂકો, યંત્રો ઉપર જોર મૂકો, તો એક દિવસ તમને પણ બીજા દેશો પર આક્રમણ

કરવાનું મન થવાનું જ. એમણે એ વખતે લાંબી ચર્ચા ન કરી. પણ આ વાત થયા પછી ફરી વીસેક દિવસે એ મને ફરી ફરવા લઈ ગયા અને આ વખતે એમણે એ જ પ્રશ્ન પૂછ્યો કે તમને શું હજુ એવું લાગે છે કે અમે જાપાન થઈશું?

મેં કહ્યું આજે તો શું કહેવાય? દસબાર વર્ષ પછી કહી શકું કે તમે જાપાન થશો કે નહીં.

એમણે કહ્યું કે તમે અમારી યંત્રની નીતિ જાણતા નથી. અમારું અર્થશાસ્ત્ર નફા ઉપર નથી રચાયેલું. તમારે ત્યાં તો રેલવેમાં બેસનાર ન મળે તો તમે સિઝન ટિકિટો કાઢીને તથા ઝોન ટિકિટો કાઢીને ગાડીમાં ન બેસનારાઓને પણ ગાડીમાં બેસાડો છો, કેમકે તમારે ત્યાંની રેલવે નફો કરવા માગે છે. અમારે ત્યાં તમે જોતા હશો કે ગાડીઓ ઓછી છે છતાં એમાં બેસનારા એથીય ઓછા છે. અમે તો એવી નીતિ રાખી છે કે કામ વિના માણસ બહારગામ રખડે જ શા માટે? અને જરૂરિયાતની બધી ચીજો એના ગામમાં જ મળતી થઈ જાય તો એ બહારગામ જવા શા માટે નીકળે? નફો એ અમારો હેતુ નથી. પ્રજાની સગવડ એ અમારો હેતુ છે. સરવાળામાં કેટલો નફો કર્યો તે કાઢવામાં આવતું નથી પણ સગવડ કેટલી આપી તે જોવાનું હોય છે.

અમે યંત્રોદ્યોગ કે ગ્રામોદ્યોગ કશાના વિરોધી નથી. દુનિયા હવાઈ જહાજમાં ઊડતી હોય અને અમે મોઢું વકાસીને જોયા કરીએ એ પણ અમને નથી ગમતું. અમે દુનિયાની હરોળમાં ઊભા રહેવામાં જરાય પાછા પડવા નથી માગતા. અમે ગામડાં અને શહેર બંનેનો સમાન રીતે વિકાસ થાય એવું ઇચ્છીએ છીએ. જો ગામડું સુકાતું હશે તો અમે શહેરના યંત્ર-ઉદ્યોગોને

થોડા સંકોચાવીશું, અને જો શહેર-ખેંચાઈ જતું હશે તો ગામડાના ઉદ્યોગો ઉપર પણ અંકુશ મૂકીશું. અમારે તો આખી પ્રજાને સમાન રીતે આગળ વિકસાવવી છે. સરકારને માછલીની ઉપમા આપીએ તો પ્રજા એને સારુ પાણી રૂપ કહેવાય. જેમ માછલી પાણી સિવાય જીવી શકે નહીં તેમ સરકાર પણ પ્રજા વિના ટકી શકે નહીં. એટલે અમારી નેમ હંમેશ પ્રજાને ટટ્ટાર રાખવાની હોય છે. અને પ્રજા ટટ્ટાર હશે તો સરકાર પણ ટટ્ટાર રહેશે.



## સ્વચ્છતા

ચીનમાં શું શહેરમાં કે શું ગામડામાં સ્વચ્છતા તો ઊડીને આંખે વળગે તેવી હતી. અમારો ઉતારો તો રાજ્યના મહેમાનનો હોય એટલે ત્યાં સ્વચ્છતા હોય એમ બને. પણ શહેરમાં અમે જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં કોઈ ઠેકાણે ગંદકી ન જોઈ.

પહેલાં ચીનમાં ખૂબ માખી હતી. એનો નાશ કરવા માટે બધાએ તેને મારી નાખવાનો ઉપાય શોધ્યો. તેઓએ માખી ઉત્પન્ન ન થાય એ માટેના પ્રયોગો કર્યા અને હતી તેને મારી નાખવાનું નક્કી કર્યું. એ મારી નાખવાની ટેવ એટલી સહજ થઈ ગઈ કે, એક જગાએ હું બેઠો હતો ત્યાં મારા ચહેરા પર માખી બેઠી એટલે મારી પાસે બેઠેલા છોકરાના હાથ સળવળ્યા. એ મેં જોયું, અને મને થયું હમણાં જ એનો હાથ મારા પર બેઠેલી માખી પર પડશે; પણ મને માખીને મારવાની એ રીત ગમતી ન હતી. તે ભાવ પેલો છોકરો સમજી ગયો એટલે તે

રોકાઈ ગયો. આપણે અહીં દવાખાનાંઓમાં માખી મારવાના કાગળો મૂકવામાં આવે છે. બેસે એટલે ચોંટી જાય, અને પછી મરી જાય. જેલમાં રસોડામાં માખી મારવાનું કામ સોંપવામાં આવતું, અને રોજ એક એક ચંબુ ભરીને માખી મારે તો તેનું કામ પૂરું થયું ગણાતું. હાલ તે પદ્ધતિ ચાલુ છે કે નહીં તેની ખબર નથી.

ચીનમાં ઢોર બહુ ઓછાં છે. ગાય, ભેંસ બહુજ ઓછી છે એટલે છાણ વગેરેનો સવાલ પણ બહુ ઓછો છે. તેથી પણ ગંદકી ઓછી થાય છે.

ત્યાં મળમૂત્રનો ઉપયોગ બધા બરાબર કરે છે. મળમૂત્ર-વિસર્જન માટે ઘેર ઘેર કૂંડાં રાખે છે અને ઘરનાં બધાં માણસો તેમજ મહેમાન આંગણામાં કૂંડાંમાં ઝાડોપેશાબ કરે છે અને તે મળમૂત્ર પોતાના ખેતરમાં હાંખી આવે છે. એટલે ગામ બધાં સ્વચ્છ જ રહે છે.

ત્યાં આપણને વિચિત્ર લાગે તેવો એક રિવાજ છે તે એ કે પેશાબ કરવા કે જાજરૂ જવા માટે એકાંતની આવશ્યકતા નથી. એટલે અમે જ્યાં જતા ત્યાં અમારી ખાસિયત સમજીને કંઈક ઓથો કરી આપતા. જેથી પેશાબ–જાજરૂ કરવાની કંઈક સવલત થતી હતી.

પરંતુ આખા જીવનમાં પહેલી વાર હું ત્રણ દિવસ નાહ્યા સિવાય રહ્યો. ઠંડી હોવાથી ત્યાંનાં ગામડાંમાં નદીના ઝરણામાં કોઈ નાહવા દે નહીં અને જાહેર સ્નાનાગારમાં બધા નગ્ન થઈને નાહતા હોય ત્યાં નાહવાનું ગમે નહીં. ત્યાં ઘેર ઘેર નાહવાનું નથી પણ જાહેર જગાએ નાહવાનું હોય છે. જેમ આપણે

ત્યાં બધા તળાવમાં સાથે નહાય છે તેવી રીતે બધા ત્યાં નહાય છે. આપણે ત્યાં નાના છોકરા નગ્ન થઈને નહાય છે. ચીનમાં બધા નાગા નહાય છે. પણ સ્ત્રીઓની વ્યવસ્થા જુદી હોય છે.

આમ ત્યાં પાણીની, મળમૂત્રની તથા છાણની ગંદકી નહીં હોવાથી સ્વચ્છતા સહેજે જળવાય છે.

શહેરમાં રસ્તા પર સૂનારા કોઈ નથી હોતા. એટલે ગંદકી કરનારા પણ ક્યાંથી હોય? ગમે ત્યાં થૂંકવાની કે નાક સાફ કરવાની કુટેવ ત્યાં ન જોઈ. શહેરમાં પણ દરેક જણ પોતાનાં આંગણાંની સફાઈ પોતાની મેળે જ કરી લે છે અને કચરાગાડી આવે ત્યારે તે કચરો તેમાં નાખે છે. એ માટે કચરાગાડી સાથે ઘંટ હોય છે અને ગાડી પણ નિયમિત આવે છે. ત્યાં સફાઈ કામને હલકું માનવામાં આવતું નથી. આપણે જ્યાં ઊતરીએ તેને ઘેર જ મળમૂત્રની વ્યવસ્થા થાય. બીજાને ત્યાં જાજરૂ જઈએ તો યજમાનને જ એ ન ગમે કેમકે ત્યાં ખેતી માટે જાજરૂનું ખાતર તો બહુ કીમતી ચીજ છે. ઢોરનું ખાતર નહીં જેવું અને તે બહુ ઓછું હોય છે, તેથી મનુષ્યના મળમૂત્રનું જ ખાતર વિશેષ વપરાય છે. તેની કિંમત ખૂબ હોય છે, તેથી તેના પ્રત્યે કોઈના મનમાં મુદ્દલ સૂગ હોતી નથી. સૂગ કેમ હોઈ શકે?

શહેરોમાં જ્યાં જ્યાં કારખાનાં જોવા ગયા ત્યાં મજૂરોને રહેવા માટે વ્યવસ્થિત અને સુંદર મકાનો જોવાનાં મળ્યાં. ત્યાં પણ ગંદકી ન જોઈ.

ત્યાં બધે પાણીની વપરાશ ખૂબ અનુકૂળતાવાળી છે. એટલે સ્વચ્છતા રાખવામાં બહુ સરળતા થાય છે.

## સ્વાતંત્ર્યનું ખમીર

નૂતન ચીનમાં આજે એક મહાન ક્રાન્તિ થઈ રહી છે. એ ક્રાન્તિ ત્યાંના સમાજજીવનના દરેક પાસામાં થવા લાગી છે. પરંતુ સૌથી વધુ સ્પર્શી છે એ ત્યાંની બહેનોને, મજૂરોને, કિસાનોને અને વિદ્યાર્થીઓને.

આપણે ત્યાં તો એવી માન્યતા હતી કે ચીન એટલે અફીણુ ખાનારો આળસુ અને એદી દેશ. પણ નૂતન ચીનમાં મેં જોયું કે આજે તો એ દેશ એથી ઊલટી દિશામાં જ પ્રગતિ કરી રહ્યો છે.

ત્યાંની બહેનોની દશા કેટલી દીનહીન હતી? કોઈ પણ સ્ત્રી ચીન દેશમાં પુનર્લગ્ન ન કરી શકતી, અને પુરુષો મન ફાવે તેટલી વાર લગ્ન કરતા. આનું પરિણામ એ આવ્યું કે પુરુષને જરાક ન ફાવ્યું એટલે નવી સ્ત્રી પરણે. ચાર ચાર આઠ આઠ અને વધારેમાં વધારે અગિયાર સ્ત્રી પરણ્યાના દાખલા પણ નોંધાયા છે. આ સ્ત્રીઓ ઘરમાંથી બહાર ન નીકળી શકે એટલે કુટુંબકલેશનો પાર નહીં. અનાચાર પણ એટલો જ વધ્યો હતો. અને સમાજમાં સ્ત્રીની પ્રતિષ્ઠા નામશેષ થઈ ગઈ હતી.

આ બધામાંથી દબાયેલા કચડાયેલા સ્ત્રીસમાજને ઊંચે લઈ જવા માટે ડૉ. સુન યાટ સેને એક ભારે આંદોલન શરૂ કર્યું હતું. સ્ત્રીઓના પગ નાનપણથી પાટા વતી બાંધી દેવામાં આવતા. જેથી એ વધે જ નહીં. આવા નાના પગવાળી બહેનો ઘર બહાર નીકળીને દૂર ચાલી તો ક્યાંથી જ શકે? પણ એમાંથી જ એક જમાનામાં સ્ત્રીઓએ ઘર બહાર ન નીકળવું અને તેમના પગ નાના હોવા એમાં ગૌરવ છે એમ મનાતું થઈ ગયું. સને

૧૯૧૧માં સ્ત્રીઓના પગનાં બંધન તોડાવવા માટે સરકાર તરફથી એક કાનૂન થયો હતો. પણ એનો અમલ કોઈ કોઈ જગાએ ઓછો થયો હતો. નૂતન ચીનની ક્રાન્તિ પછી આ સ્થિતિમાં અણકલ્પ્યો એવો ઝડપી ફેરફાર આવ્યો.

એ જ પ્રમાણે અફીણબંધી, પુરુષોના માથાના ચોટલા કઢાવવા વગેરે રૂઢિઓ પણ એ જ વખતે તોડવામાં આવી.

સ્વાતંત્ર્યનો અધિકાર મળ્યા પછી, સ્વતંત્રતાની હવા લીધા પછી, ચીનની બહેનોમાં અણધાર્યા ફેરફારો થયા છે. મુખ્ય મુખ્ય ફેરફારો અહીં નોંધું છું.

૧. ચીન દેશની બહેનોને પુરુષો જેટલા જ સમાન અધિકાર મળ્યા છે.

૨. એમને પુરુષો જેટલો જ ભણવાનો અધિકાર છે.

૩. મિલકતના વારસામાં ભાઈજેટલોજ બહેનને અધિકાર છે.

૪. કોઈ પુરુષ એક કરતાં વધુ સ્ત્રી પરણી શકતો નથી.

૫. બધી જ બહેનોના પગ છૂટા થઈ ગયા છે. એટલે સને ૧૯૧૧નો કાનૂન પૂરેપૂરો અમલી બની ગયો છે.

અને આ સમાન અધિકાર અને સ્વાતંત્ર્યનો અનુભવ કરીને ત્યાંની બહેનોએ જીવનના એકેએક ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. આજે બહેનો ઊંચામાં ઊંચા હોદ્દા સુધી પહોંચી શકે છે. કેળવણીની સંસ્થાઓ, કચેરીઓ, અદાલતો, બજારો અને વ્યાપારના દરેક ક્ષેત્રમાં આજે બહેનોએ ઝંપલાવ્યું છે. એક પ્રદેશમાં એક આખી રેલવે બહેનોના વહીવટ હેઠળ કામ કરે છે. ગાર્ડ, ટિકિટ કલેક્ટર અને ડ્રાઈવર તરીકે પણ બહેનો કામ કરે છે. ત્યાંની એક લશ્કરી રેલી વખતે જેમ પુરુષો મિલિટરી તાલીમ

લે છે, તેમ સ્ત્રીઓને પણ શસ્ત્રસજ્જ થયેલી અમે જોઈ. સ્ત્રીઓને સમાન અધિકાર મળવાથી એમનામાં એક એવી ખુમારી આવી છે કે બહારના જોનારને તો એમ જ લાગે કે સ્ત્રીઓ ધરતી ઉપર પગ મૂકીને તો ચાલતી જ નથી. એમનામાં સૂતેલી પડેલી અનેક શક્તિઓ જે વર્ષો સુધી રૂંધાઈ ગઈ હતી એ આ મુક્તિ મળતાં બહાર નીકળી આવી છે.

આજે ચીન દેશમાં જ્યાં ત્યાં બાળકો, જુવાનો અને સ્ત્રીઓ નજરે ચડે છે. એમના પ્રફુલ્લિત ચહેરા, થાકયા વિના કામ કરવાનો એમનો ઉત્સાહ અને ચીન દેશ માટે ઘસાઈ છૂટવાની એમની તમન્ના જ્યાં ત્યાં નજરે ચડે છે

ત્યાંની ન્યાયાલયની કચેરીઓમાં વર્ષોજૂના ઝઘડાઓનું સમાધાન કરાવનાર બહેનો દેખાય છે. શાંગહાઈ જેવા મોટા શહેરના મોટા મજૂર મહાજનના પ્રમુખ તરીકે એક બહેન હતાં. કેટલું જવાબદારીભર્યું કામ! પણ કેટલી કુનેહથી એ પાર પાડતાં હતાં! આ બધી શક્તિનાં ઝરણાં કયાંથી ફૂટ્યાં? અને આજ સુધી એ કયાં રૂંધાઈ રહ્યાં હતાં? એનો વિચાર કરતાં સહેજે લાગે છે કે તક આપવામાં આવે તો મનુષ્ય શું ન કરી શકે?

અમારા બધાની સાથે જે દુભાષિયા હતા એમાંની ઘણી-ખરી બહેનો હતી. એમની દેશનિષ્ઠા કેટલી જ્વલંત હતી!

અમારે ત્યાંથી નીકળવાનું હતું એ વખતે એક બહેને મારી પાસે આવીને પ્રશ્ન કર્યો કે તમે હિંદમાં જઈને અમારા વિષે શું કહેશો? મેં થોડા વિચાર કરીને કહ્યું કે, હું કહીશ કે, ચીનની પ્રજા શાંતિની ભારે ઝંખના કરે છે, એ પણ

શાંતિપ્રિય દેશ છે. મારા આ શબ્દો સાંભળીને એ બેઠી હતી ત્યાંથી ઊભી થઈ ગઈ. મારી પાસે આવીને મારા હાથ પકડ્યા અને કહ્યું કે, એ જ કહેજો; અમારે શાંતિ જ જોઈએ છે. આટલું બોલતાં બોલતાંમાં તો એની આંખમાંથી આંસુ નીકળી પડ્યાં.

ચીન દેશનાં બાળકો અને નવજુવાનો આજે દેશ ખાતર સર્વસ્વ આપવા માટે તૈયાર છે. એ જોઈને એક બહેને કહ્યું કે મારા આ ભાઈઓનો દેશપ્રેમ જોઈને મારું હૃદય હલમલી ઊઠે છે. આ ભાવ વ્યક્ત કરવા માટે એની પાસે ભાષા ન હતી. એટલે હાવભાવ કરીને એનો ભાવ એણે વ્યક્ત કર્યો.

આજે અમેરિકાએ ચીન દેશનો બહિષ્કાર કર્યો છે. કશો માલ એ ચીન દેશને આપતું નથી. પણ એથી જરાય નાહિંમત ન થતાં અમેરિકી પગલાને ચીને પોતાના કલ્યાણનું પગલું માન્યું છે. એ કહે છે કે 'ભલું થયું ભાંગી જંજાળ.' એમના દેશમાં જે માલ થાય છે એટલાથી જ આજે એ ચલાવે છે અને ન હોય તો નવો પેદા કરવાની કોશિશ કરે છે. ન થાય તો તે વિના પણ ચલાવે છે. કાપડની તાણ પડી તો ચીન દેશે એવી નીતિ અખત્યાર કરી કે સ્ત્રી તેમ જ પુરુષ બધાંએ ફક્ત બે જોડી જાડા ભૂરા કાપડના લેંઘા અને ફરતું વાપરવાં. એમની એ સાદાઈને એમણે ફેશન ગણી છે બીજા બધા મોજશોખોને એમણે હસતાં હસતાં બાજુએ મૂક્યા છે.

એક સાઠ વર્ષનાં ડોશીમા અમને મળવા આવ્યાં હતાં. એમણે 'હોપીન વાન્સે'નું ઉત્સાહભર્યું સૂત્ર પોકાર્યું. એ જોઈ આપણા કવિ ઉમાશંકરને નવું સૂત્ર સ્ફુર્યું, અને એ બોલ્યા: 'ઈન્ડો ચુન્કો શુંધી શુંધી'. એનો અર્થ જ્યારે પેલી બહેને

જાણ્યો કે 'હિંદી ચીના ભાઈ ભાઈ' ત્યારે તો એ હાસ્યના ફુવારા રેલાવતી રેલાવતી વારંવાર બોલવા લાગી, 'હિંદી ચીની ભાઈ ભાઈ, હિંદી ચીની ભાઈ ભાઈ'.

આમ સમાજનો અડધો થર જે નામશેષ જેવો થઈને અંધારામાં અટવાતો હતો એને નૂતન ચીને જાગ્રત કર્યો છે, એનામાં નવો પ્રાણ પૂર્યો છે, અને આજે ચીનની નારીશક્તિ ત્યાંના પુરુષો સાથે ખભેખભો મેળવીને ચીન દેશની આગેકૂચમાં કદમ મિલાવી રહી છે.



## ભવિષ્યના નાગરિકો

છેલ્લાં કેટલાંય વર્ષોના આંતરવિગ્રહ તેમ જ છેલ્લા મહાયુદ્ધની ઝપટમાં આવી ગયેલું ચીન આજે પણ અસહ્ય ગરીબાઈ ભોગવી રહ્યું છે. ઇંગ્લંડ અમેરિકાએ મૂકેલી નાકાબંધીને લીધે એમની આયાતનાં કેટલાંક બારાં બંધ થઈ ગયાં છે.

પણ આટલી બધી તાણ વચ્ચે પણ એક એવી ભવ્ય હવા સરજવામાં આવી છે કે, નાનાં બાળકો એ આપણી ભવિષ્યની આશા છે. બધે અંકુશો અને તંગી ભલે રહ્યાં, આપણે એને બરદાસ્ત કરીશું, પણ આપણાં નાનાં બાળકોને પૂરતું પોષણ મળી રહે એવો ખોરાક આપવો. બધાને ભલે લૂગડાંની તાણ હોય પણ નાનાં બાળકોને પૂરતાં કપડાં આપવાં. કોઈને રંગબેરંગી કપડાં ભલે પહેરવાનાં ન હોય પણ નાનાં બાળકોને એમને મનપસંદ રંગનાં કપડાં પહેરવાની છૂટ આપવામાં આવી છે.

અને એમનાં શરીર પણ કેવાં હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્ત!

જાણે ચોવીસેય કલાક હસ્યાં જ ન કરતાં હોય! એ બાળકોને જોતાં જ એમ થાય કે આ બાળકોમાંથી કેવાં સુદૃઢ શરીર અને મજબૂત મનવાળી પ્રજા પેદા થવાની! એમનો વાન પણ આપણા કરતાં ગોરો દેખાય છે. માબાપ પોતાના પેટ ઉપર કાપ મૂકીને પણ એમને પોષે છે.

અમે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં આ નાનાં બાળકો, બાળાઓ અને યુવકોએ અમારું સ્વાગત કર્યું હતું. હાથમાં ફૂલછડી લઈને વ્યવસ્થિત કતારોમાં એ ઊભાં હોય. અમારા હાથમાં ફૂલની કલગીઓ આપે, કે એકસાથે બધાં પોતાનો હાથ ઊંચો કરીને 'હોપીન વાન્સે'ના સૂત્રથી અમારો સત્કાર કરે. એ વખતે એમના ચહેરા ઉપર હાસ્યના ફુવારા છૂટતા હોય, આંખોમાં તેજ ચમકતું હોય, અને શરીરમાં જોમ થનગનતું હોય. અને એ બધું પાછું વ્યવસ્થિત, શિસ્ત સાથે. ચાલતા હોય તો બધાનાં પગલાં સાથે જ ઊપડે અને સાથે જ નીચે પડે. ધીરા ચાલે કે ઉતાવળા, પણ બધી કતારો વચ્ચે રાખવામાં આવેલું અંતર ઠેઠ સુધી કાયમ રહે. એમના જીવનમાં આનંદ હતો, મસ્તી હતી, શિસ્ત હતી. વખત આવ્યે એ કૂદતા, તોફાન કરતા અને નાચતા અને વખત આવ્યે પૂર્ણ શાંતિ મારફત શાંતિનો સંદેશો પણ આપતા.

નૃત્ય તો એમના જીવનમાં સ્વાભાવિક રીતે વણાઈ ગયું છે. કોઈ મહેમાન કે મિત્ર આવતા હોય એનું સ્વાગત કરતી વખતે પણ એ એવું નાચી લેશે કે આવનાર એના ભાવને પામી જાય.

નાનાં બાળકોને એના શરૂઆતના શિક્ષણમાં

વેલાં સૂત્રો ગળથૂથી માફક પાવામાં આવે છે:

૧ આ ચીન દેશ મારો છે એને હું પ્રેમ કરીશ.

૨. આ ચીન દેશનાં બધાં બાળકો મારાં ભાઈબહેનો છે. એમને હું પ્રેમ કરીશ.

૩ શ્રમ વિના દેશ ઊભો ન થાય, એટલે હું શ્રમ માટે પ્રેમ કેળવીશ.

૪. વિજ્ઞાનથી જ દુનિયા આગળ વધે છે. એટલે હું વૈજ્ઞાનિક દૃષ્ટિ માટે પ્રેમ રાખીશ.

૫. દેશ માટે હું સાર્વજનિક ચીજવસ્તુઓને સાચવવા માટે પ્રેમ કેળવીશ.

આ વિચારો એના જીવનમાં એવી સ્વાભાવિક રીતે વણી લેવામાં આવે છે કે નાનું બાળક એ સંસ્કારોથી તર થઈ જાય છે.

એક ગામમાં તો અમે એવું સાંભળ્યું કે નૂતન ચીને સોનાને સાર્વજનિક મિલકત ગણી છે, અને કોઈની પાસે વ્યક્તિગત રીતે સોનું રહેવા દીધું નથી. એમ છતાં એક ભાઈએ છૂપી રીતે સોનું રાખેલું. આથી ઘરના બાળકે આ વાતને જાહેરમાં મૂકી. એને થયું કે બાપ સાર્વજનિક મિલકતનું રક્ષણ નથી કરતો. પરિણામ એ આવ્યું કે બાપે ડરના માર્યા આ જાહેરાતની જાણ થતાં આપઘાત કર્યો, અને ત્યાંની સરકારે બાળકને બહુ માન આપ્યું.

ત્યાંનાં બાળકોને બધું શિક્ષણ મફત આપવામાં આવે છે. પ્રાથમિક અને માધ્યમિક તો મફત જ મળે છે પણ ઉચ્ચ શિક્ષણ દરમિયાન પણ વિદ્યાર્થીને ખાવાપીવાનો પ્રબંધ કરી આપવામાં આવે છે. એવા પણ કેટલાક દાખલા સાંભળવામાં

આવ્યા ક ગરીબ વિદ્યાર્થીના માબાપને પણ રાજ્ય તરફથી પોષવામાં આવે છે.

પણ આ રીતે તાલીમ લીધેલાં બાળકો દેશના ખપમાં આવે છે. આપણી માફક વધુ ભણેલાને ત્યાં વધુ પગારો નથી આપવામાં આવતા. પગારનું ધોરણ ઓછામાં ઓછું સો રૂપિયાનું અને વધારેમાં વધારે છસો રૂપિયાનું ઠરાવવામાં આવ્યું છે.

શરૂમાં તો ત્યાંની સરકારે ભલે તાલીમ પામેલા ન હોય પણ સરકારી નીતિમાં શ્રદ્ધાવાળા અને વફાદાર હોય એવા લોકોની જ ભરતી કરી. પાછળથી એ બધાને તાલીમ આપવાની વ્યવસ્થા કરી. અને સરકારી નોકરીમાં જોડાનારા જેટલા વધુ તાલીમ પામેલા હોય તેટલું સારું, એ હાલની સરકારી નીતિ છે, કેમકે એ માને છે કે તાલીમ પામેલા માણસો દેશને વધુ લાભ પહોંચાડશે. પણ એ વધુ પૈસા મેળવવા માટે નહીં પણ રાષ્ટ્રના વિકાસની બધી યોજનાઓ પાર પાડવાના ઉદ્દેશથી આવેલા હોવા જોઈએ.

વિદ્યાર્થીઓ તેમજ નોકરિયાતોને તાલીમ આપવા માટે વિવિધ પ્રકારની શાળાકોલેજો નીકળી છે, પણ હજુ એ પૂરતી નથી. એ માટે જોઈતા શિક્ષકોની પણ તાણ છે. પણ કાર્યક્રમ પ્રમાણે ક્રમે ક્રમે એ માટેની વ્યવસ્થા થતી જાય છે. દેશને ઉપયોગી એવા ધંધારોજગારની તાલીમ આપવા માટે ત્યાં વ્યવસ્થા કરવામાં આવે છે. આજે એક પણ માણસ ત્યાં બેકાર નથી દેખાતો. પણ શ્રમની એટલી બધી પ્રતિષ્ઠા વધારવામાં આવી છે કે મોટામાં મોટા નિષ્ણાતો પણ સામાન્ય મજૂરો સાથે ખભેખભો મેળવીને કામ કરતા જોવામાં આવે છે.

આથી ઉત્પાદન ઢગલેઢગલા વધવા લાગ્યું છે ને દેશના એ
માણસની શક્તિ અને બુદ્ધિનો પૂરતો ઉપયોગ કરવામાં આ

કરોડોની વસ્તીવાળો આ દેશ વધુ ઉત્પાદન અને ય
માનતો હોવા છતાં ત્યાંનો બધો વ્યવહાર ત્યાંની ચીની
માં જ ચાલે છે. પરદેશો સાથે સંબંધો રાખવા માટે દેશ
જુદી જુદી ભાષા જાણવાવાળા થોડા વિદ્યાર્થીઓ તૈયાર કર
આવે છે, પણ પહેલેથી છેક છેલ્લે સુધીનું ઉચ્ચમાં ઉચ્ચ શિ
પણ ત્યાં ચીની ભાષામાં જ શીખવવામાં આવે છે.

અમારી સાથે વાતો કરવા માટે કેટલાક દુભાષિયા રોક
આવ્યા હતા. ત્યાંના કેટલાક મોટા અધિકારીઓ અને તંત્રવ
અંગ્રેજી સારામાં સારું જાણતા હતા. પણ અમે જ્યારે પૂછ
આપ અંગ્રેજી જાણો છો છતા અમારી સાથે ચીની ભાષામ
કેમ વાતો કરો છો? એના જવાબમાં હસતાં હસતાં સરળ
એમણે કહ્યું કે અમારા ચીન દેશમાં બીજી કઈ ભાષામાં
થાય? અદ્યતન વિકાસમાં માનતા હોવા છતાં ભાષાની બાબ
ત્યાંનું તંત્ર આટલું સ્પષ્ટ અને આગ્રહી છે. આથી ત્યાંનું શિ
સામાન્ય જનતા સુધી ફેલાતું જાય છે, અને પ્રજાના એ
બાળકને એવું ભાન થાય છે કે આ દેશ મારો છે, અને એના
અને વિકાસ માટે મારે મારી બધી બુદ્ધિશક્તિ વાપરવી જોઇ

★

## વિશ્વભાષા

અહીંથી ચીન જવા નીકળ્યો ત્યારે મારા મનમાં વિચાર આવતો હતો કે, અંગ્રેજી ભાષા જાણતો નથી એટલે હું વાતો શી રીતે કરીશ? દુભાષિયા મારફતે કેટલું ફાવશે? એક દુભાષિયો પણ નહીં ચાલે, કેમકે હું ગુજરાતી બોલું તેનું અંગ્રેજી કરનાર એક જોઈએ, અને અંગ્રેજીનું ચીની કરનાર બીજો દુભાષિયો જોઈએ. ત્યારે ખેડૂત સાથે વાત થાય. વળી ત્યાં રિવાજ એવો પાડી દીધો છે કે અંગ્રેજી જાણનાર પણ અંગ્રેજીમાં બોલે નહીં, પણ પોતાના દેશની ભાષામાં બોલે.

આમ બબ્બે દુભાષિયા મારફતે વાતો કરવી એ ઘણું અઘરું હતું, કેમકે અનુવાદ કરવામાં સમય જાય. એકંદરે ત્રણ ગણો સમય જાય. મિત્રોએ પણ મને ચેતવ્યો હતો કે, ભાષાની મુશ્કેલીને કારણે તમે ચીનના લોકો સાથે સારી રીતે વાત નહીં કરી શકો, એટલે બરાબર તેમને સમજી શકાશે નહીં. આમાં થોડું તથ્ય છે એમાં શંકા નથી.

પણ આપણી અભણ સ્ત્રી હિંદનાં ચારે ધામની યાત્રા કરે છે, છતાં ભાષાને કારણે ક્યાંય તેનો વ્યવહાર ખોટકયો નથી કેમકે તે હાવભાવથી ઘણું સમજી સમજાવી શકે છે. અને ભાષા અટકે છે ત્યાં એ મૂંગી વિશ્વભાષા કામ આવે જ છે એમાં શંકા નથી.

ચીનમાં પણ મને તે અનુભવ થયો. એટલે હું દુભાષિયા ન હોય ત્યારે ત્યાંના લોકો સાથે કુદરતી હાવભાવની વિશ્વભાષામાં વાત કરતો હતો અને અમે એકબીજાનો ભાવ સહેલાઈથી સમજી પણ શકતા હતા.

શાન્તિ પરિષદમાં હું આપણા દેશના પ્રતિનિધિઓમાં મોટી ઉંમરનો હતો, તેથી બધા મને જ્યાં ત્યાં આગળ કરતા હતા. ત્યાંના લોકો પણ વૃદ્ધ પ્રત્યે ખૂબ આદર રાખે છે. તેથી મને જવા આવવા માટે મોટર આપી હતી. હું તેનો ઉપયોગ ન કરું, પણ મારી સરભરા કરનાર સ્વયંસેવિકા બહેન મને ફરવા જતાં ઠંડી ન લાગે તે માટે મોટરમાં બેસવા આગ્રહ કરે. તેના આગ્રહને કારણે કોઈ વાર જરૂર લાગે ત્યારે મોટરમાં બેસું ત્યારે તેને, ખૂબ આનંદ થાય. તે વખતે અને તે અંગૂઠો બતાવી વિશ્વ-ભાષામાં કહે કે, લો કેવું બેસવું પડ્યું? હવે તમે હાર્યા ને?

જમવા બેસું ને ત્યાં મને જે જોઈએ તે મારી રકાબી બતાવીને જણાવું એટલે તરત તે વસ્તુ મને લાવી દે

આમ રોજના વ્યવહારમાં મને એ ભાષાને કારણે ક્યાંય મુશ્કેલી નહોતી આવતી. હાવભાવથી ઘણી વખત મારું કામ ચલાવવાની આવડત આવી. હાવભાવથી આપણે અહીં વાત કરીએ છીએ, તે રીતે ત્યા પણ વાતો થાય છે. તેથી મને થયું કે જગતમાં જુદા જુદા માનવીને ઈશ્વરે એકસરખી સમજશક્તિ આપી છે. તેથી આખા જગતની હાવભાવની સમાન વ્યવહારુ ભાષાને હું વિશ્વભાષા કહું છું. અંગ્રેજી ભાષાને કેટલાક વિશ્વ-ભાષા કહે છે, પણ તે ભાષા તો અમુક જ જગતની ભાષા છે. આખી દુનિયાના લોકો તે મારફત વાત કરી શકતા નથી. પણ મેં વર્ણવેલી વિશ્વભાષામા તો બાળકથી માંડીને વૃદ્ધ સુધી દુનિયાના ૫૦ ઉપરનો દરેકેદરેક માણસ સામાના મનની વાત સમજી શકે છે.

★

# હવે આપણે શું કરીશું ?

ચીન છોડી હું સ્ટીમરમાં સિંગાપુર પીનાંગ ગયો. સ્ટીમરમાં મારી પાસે કંઈ કામ ન હતું, એટલે હું દરિયા સામે બેસતો અને ચીન દેશનાં સ્મરણો આવતાં, તેમાંથી આપણા દેશમાં આપણી પરિસ્થિતિમાં શું કરી શકાય એનો વિચાર કરતો. આખી સ્ટીમરની મુસાફરીમાં મને આ જ વિચારો આવ્યા.

આપણા દેશમાં લાંચરુશવત ખૂબ છે. ભોગ ભોગવવાની વૃત્તિ વધતી જાય છે. અને તેથી હંમેશાં અસંતોષ દેખાયા કરે છે. મન અને શરીર આળસુ બન્યાં છે. એવી સ્થિતિમાં શું કરવું? ચીનના લોકો મહેનતુ છે. પાંચ છ મણ વજન કાવડમાં લઈને ચાલ્યા જાય છે. કોઈ ભીખ માગતું નથી. ગરીબાઈ છતાં મહેનત કરીને જે મળે તેનાથી સંતોષ રાખે છે. આપણા દેશ કરતાં વિશેષ લોકો છે, છતાં મનમાં ઉકળાટ નથી, અને સંતોષ અને આનંદથી જીવે છે. આખા દેશમાં બધા લોકો—સ્ત્રીઓ અને પુરુષો—એક જ જાતનો લેંઘો અને ખમીસ પહેરે છે. અને તેનો અસંતોષ નથી ત્યારે આપણા દેશમાં પેટી ભરેલાં કપડાંવાળાંને કબાટ ભરવાનું મન થતું દેખાય છે.

આ બધા વિચારો આવતા હતા. ત્યાંનાં કુમાર–કુમારિકાઓના હસતા ચહેરા આપણા દેશમાં કેવી રીતે દેખાય? ત્યાંની બાળાઓ કેટલી નીડર અને કામગરી હતી? તેવી અહીં પણ કેવી રીતે થાય? આ બધા વિચારો મન પર અથડાતા હતા. ત્યાં મૂડીપતિઓ કે જમીનપતિઓ નથી રહ્યા. બધા જ સરખા થયા છે અને બધા મહેનત કરતા થઈ ગયા છે, એ આપણા દેશમાં અહિંસક રીતે કેમ બને? આવા વિચારો કરતો કરતો આપણા દેશમાં પાછો આવ્યો.

અહીં આવીને હું ભાઈ બબલભાઈ વગેરે સાથે આપણા દેશને બાપુની ક્રાન્તિને રસ્તે વાળવાનો ભગીરથ પ્રયાસ કરી રહેલા વિનોબાજીને મળવા બિહાર ગયો.

આજે તેમણે ભૂદાનનું પવિત્ર કામ ઉપાડ્યું છે. લોકોનાં મોં ભોગ તરફ છે, તેને ત્યાગ તરફ લઈ જવાને એક મોટો યજ્ઞ શરૂ થયો છે. હું એમની પાસે ગયો ત્યારે તેમને ખૂબ આનંદ થયો. તે પણ મને મળવા ઇચ્છતા હતા અને તે મતલબનો પત્ર લખ્યો હતો ને અમે પહોંચ્યા.

અમે પહોંચ્યા ત્યારે તે અતિશય બીમાર હતા. તેમને શ્રમ આપવાનું યોગ્ય લાગતું ન હતું. પણ તેમણે તો આગ્રહથી મારી પાસેથી એક કલાક સુધી ચીનની વાતો સાંભળી. પછી તેમણે ભૂદાનની પોતાની દૃષ્ટિ સમજાવી. વિનોબાજીમાં વાત કરવાની શક્તિ ન હતી એટલા બધા તે બીમાર હતા. પણ બીમારીને સુદ્ધાં તેઓ ભૂલી ગયા અને અમારી સાથે વાતો કરી. તેમણે કહ્યું:

ઈ. સ. ૧૭૫૭માં પ્લાસીનું યુદ્ધ થયું હતું અને એક રાજ્ય-ક્રાન્તિ થઈ હતી. ૧૮૫૭માં બીજી ક્રાન્તિ થઈ હતી અને હવે ૧૯૫૭માં ત્રીજી સામાજિક અને આર્થિક ક્રાંતિ થવી જોઈએ એવી મારી ઉમેદ છે. આપણું રાજ્ય અહિંસાને માર્ગે ચાલે છે, એવું કહેવાય છે. પણ એને પરિણામે પ્રજામાં દુઃખ, અન્યાય અને અનીતિ વધતાં જાય છે. એનું કારણ અહિંસા સાથે સત્ય હોવું જોઈએ તે ખોવાઈ ગયું છે તે છે. ગુજરાત અહિંસામાં બધા કરતાં ચડિયાતું છે. જૈન લોકો પાસે પણ અહિંસા હતી. પણ એનું સ્થૂલ રૂપે પાલન થતું રહ્યું. એથી એની ક્રાંતિની શક્તિ ખોવાઈ ગઈ. ગુજરાત એક એવો પ્રાંત છે, કે જ્યાં એવી બાહ્ય

અહિંસાની ભાવનાથી માંસાહાર બંધ થયો છે. એ પણ નાનીસૂની સિદ્ધિ નથી. બાપુનો જન્મ ગુજરાતમાં થયો અને એમણે અહિંસા સ્થાપવાનું કાર્ય કર્યું એ પણ કંઈ નિરર્થક ગયું નથી.

ગુજરાતના વેપારીઓમાં તો અહિંસાનું એક દર્શન થાય છે. ખેડૂતોમાં પણ એ ચીજ પડેલી છે. એટલે અહિંસક રીતે સામાજિક અને આર્થિક ક્રાંતિ લાવવામાં ગુજરાત સૌને દોરવણી આપશે એવી મારી અંતરની શ્રદ્ધા છે.

બાપુનો ઉલ્લેખ થયો ત્યાં એમનું ગળું ભરાઈ ગયું. આંખમાંથી આંસુની ધારા ચાલી. છતાં તેમણે કહેવાનું ચાલુ રાખ્યું : ૧૯૫૭ માં બાપુને ગયાને દશ વર્ષ થશે. એ દશ વર્ષમાં જો આપણે આવી ક્રાન્તિ કરી શકીએ તો બાપુ કહેતા હતા એવું આપણે કંઈક કરી શકયા એવું સમાધાન થાય. નહીં તો જેમ બુદ્ધનો અહિંસાનો ઉપદેશ ચાલે છે તેમ ચાલ્યા તો કરવાનો જ. પણ બાપુની તેજસ્વી અહિંસા તો આવું કંઈક થાય તો અવતારી કહેવાય, અને આપણે એની પાછળ ચાલવા પ્રયત્ન કર્યો એમ કહી શકાય. હજી એ કામ કરવા માટે આપણી પાસે પાંચ વર્ષ પડ્યાં છે. એ કાંઈ ઓછો સમય નથી. ગુજરાત પાસે હું ભારે આશા રાખું છું.

આ બધી વાતો થયા પછી બે દિવસ અમે ત્યાં વધુ રહ્યા. મેં એ વાતો પર ચિંતન કર્યું. બાદ વિદાય થતી વખતે વાતો કરવાનો યોગ્ય સમય નહીં હોવાથી મેં વિનોબાજીને (અતિશય અશક્ત અને તાવવાળા હોવાથી) તા. ૨૧મીએ એક પત્ર લખીને આપ્યો, જેનો મજકૂર નીચે પ્રમાણે છે:

"અહીં આવ્યા પછી પહેલે દિવસે એટલે ૧૮–૫–'૫૨ ના રોજ અમે આપને પહેલવહેલા મળ્યા. એ વખતે આપની

બીમાર હાલત હોવા છતાં થોડી મિનિટોમાં આપે આપનું દિલ જે રીતે અમારી સામે ઠાલવ્યું અને આ ચાર દિવસ દરમિયાન આપના જે છૂટાછવાયા ઉદ્‌ગારો સાંભળ્યા એ ઉપરથી આપના દિલમાં શું ચાલી રહ્યું છે તેની મને બરાબર ખબર પડી ગઈ. આપની વાતો સાંભળવામાં અને આપની સાથે વાતો કરવામાં હંમેશ આનંદ આવતો હોય છે. પણ આજે એ માટે યોગ્ય પ્રસંગ (બીમારીને કારણે) નથી.

"પરંતુ આપને એટલું જણાવવા ઇચ્છું છું કે ભૂદાનયજ્ઞ સાથે ગુજરાતની બાબતમાં આપ નચિંત રહેજો. અમે અમારી શક્તિ અનુસાર આ આન્દોલનને સફળ કરવામાં પૂરી કોશિશ કરીશું. હું એની પાછળ જ મારી શક્તિ વાપરીશ. કેમ કે ભૂમિની યોગ્ય વહેંચણી કર્યા વિના આપણો છૂટકો નથી, એ એક નિશ્ચિત વાત છે. અને આપે ભૂમિ અને સંપત્તિની વહેંચણી માટે ભૂદાન-યજ્ઞનો જે માર્ગ બતાવ્યો છે તે જ આપણા દેશને માટે યોગ્ય અને સાચો માર્ગ છે. પ્રભુને એટલી પ્રાર્થના કરું છું કે, આપના તરફથી પ્રેરણા અને માર્ગદર્શન મળ્યાં કરે તેવું કરે. આપનું સ્વાસ્થ્ય જલદી સુધરી જાય એ માટે કોશિશ કરવા વિનંતિ છે."

આમ ચીનમાં જઈને આવ્યા પછી મારા વિચારો સત્ય અને અહિંસામાં વિશેષ દૃઢ થયા છે, અને આપણે જે આર્થિક સમાનતા લાવવા માગીએ છીએ અને વર્ગવિહીન સમાજરચના કરવા ઇચ્છીએ છીએ તે અહિંસક રીતે ભૂમિદાન પ્રવૃત્તિથી જ શક્ય બનશે, એમ મારી ખાતરી થઈ.

ઈશ્વર પાસે એટલી પ્રાર્થના કરું છું કે, એમાં કામ કરવાનું

